# નંદરાજાની વારતા.

શ્રી ગણેશાય નમઃ

---

શ્રી સારદાં નામું શીશ, આરાધું ઉમિયાપતિ ઈશ;
શ્રી ગણપતિના પુજું પાય, જેથી કામ સકળ શીધ થાય.
શ્રી ગણપતિ ને શ્રી રણછોડ, આરાધું હું બે કર જોડ;
શ્રી બટૂકનાથ મોટા મહારાજ, લાખ વસાએ રાખે લાજ.
નોધારાની વારે ચઢે, સંકટ કામે આવી અડે;
બહુચરમાતની કરુણા ઘણી, કથા નંદબત્રીશી તણી.
કવિતા સહુ તણા પરતાપ, વધૂ ઓછ કરજો સહુ માફ;
બ્રાહ્મણ ભાટ ચારણ સહુ વરણ, વંદુ ગુરૂજી કેરા ચરણ.
પરબંધ ચાતુરી લીલ વિલાસ, કહે કરજોડી શામળદાસ;

## દોહરા.

દિશ પશ્ચિમે નંદનગર, નંદસેન રાજંન;
બહુ વિદ્યા બુધ આગળો, પ્રધાન વેરોચંન.
રાજા મહા સાધવી, ભોજ સમો દાતાર;
કોક સમાને રૂપછે, કામ તણો અવતાર. ૨
સકળ શાસ્ત્ર જાણે ઘણું, ચતુર શિરોમણ હોય;
... નાટક વિશે, નહીં સમોવડ કોય. ૩
... કરણા કેરા કૂપ;

અવિદ્યા એકે નહી, શીન સંત ગાહા ભડભ્યા. ૪

ગઢ પરગાણે ગલપતો, વળિ ઇશ્વરનું તેજ;
પરજા પાળે-પ્રીતશું, સુરખું રાખે હેજ.

દાન દયા લાયક સબળ, વેણ સકળ સુખ ધાગ;
ધીર વીર કવિ ચાતુરી, કરે પ્રમારથ કાગ, ૬

આ શેવે ભલિભાતશું, ચતુર શિરોમણ હોય;
નવરસા ગુણ નવે લહું, યોગ્ય ગણે સહુ કોય. ૭

નગર અતી રળિયામણું, જેવો ઉગ્યો ભાણ;
પંડિત રાજ પ્રધાનશું, સહુ સકળ સુજાણ. ૮

ઘેર ઘેર મંડપ દ્રાખના, વાવ્યાં એળચિ વંન;
ફોફળ પાન લિંબા ઘણી, કદળી આંબા વંન. ૯

કમળ ખીલ્યાં સરોવર વિશે, બોલે ચાતક મેર;
વેલ ફુલી ફુલ વાડિયે, મીના શુક ચકોર ૧૦

ઘેર દુદાગા બડગડે, ઓછવ અધિકા હોય;
રાગ રાજ રાગીખડું, ગાંજિ શકે નવ કોય. ૧૧

બાર અઢાર ફળે સદા, સુખ પામે સહુ લોક;
વ્યાધિ રોગ વ્યાપે નહીં, નહિ સંકટ નહિ શોક. ૧૨

ચોપાઇ.

એક સમે પોતે રાજંન, ગઢિપતિયે વીચાર્યું મંન,
તેડ સમે ગઇછે મધરાત, રાય વિચાર્યું રૂદિયા સાથ.
બધા નગરની ચરચા જોઉ, મારા મનનો સંદેહ ખો
અનેક બુદ્ધિ કેવી બોલાય, ન્યા અ.ય

સુણી વાત બધી બહુ મુખી, માહારી પ્રજા સુખી કે દુખી;
સરવા જોવા થયો અસવાર, અંગે ધર્યાં સકળ હથિયાર.
વારૂ ગઢમંડપ જોઇ વળ્યો, આપ એકલો પંથે પળ્યો;
જોયું ચઉટું ચાવડિ ચોક, જોયા મ્હેલ મેડીને ગોખ.
ગલિ કુંચી શેરીને પોળ, જોઇ દુકાનો ઓળા ઓળ;
જોતાં વેપારીનાં હાટ, જોઇ દસ દિશાની વાટ.
જોઇ નગર પછિ આવ્યો બહાર, દીઠું સરોવર ભરિયું સાર;
તે વેળા એક ધોબી ધુવે, તેનો રાજા દ્રષ્ટે જુવે.
કરે વિચાર નગરનો ધણી, આ વેળા કુણ ધોવા તણી;
ભુત પ્રેત કે વ્યંતર હશે, બોલાવતામાં નાશી જશે.
છાનો છાનો પાસે ગયો, એટલે ધોબી બીતો રહ્યો;
સંધ્યાએ બોલ્યા બે જણા, ભય લાગ્યો તે મનમાં ઘણો.
કોણ કોણ કરિ કીધો સાદ, માંહોમાંહી લાગ્યો વાદ;
રાજાએ જાણ્યું કોઇ ધોબી મુવો, ભડ ભાડતો કે ભુતજ પયો.
પરીયટ જાણ્યું કોઇ આવ્યે પ્રેત, કપટે કરવા મુજશું હેત;
એવો મનમાં સંદેહ પડ્યો, રાજાને મન ક્રોધજ ચઢ્યો.

દોહરા.

રાજા કહે તું કોણ છે, આ વેળા આ દીશ;
બોલ સાચ્ય ઉનાવજો, નહિતો છેદું શીશ. ૧
ભુત ભાગે બીતો નથી, ડાકણ કાઢું દૂર;
રાક્ષસને રોળું અગો, તને કરૂં ચકચુર.
ત્યારે પરિયટ બોલિયો, આણી મનમાં તાપ.

તુ થકિ હું બીજો નથી શું છે ભુતના બાપ. ૩
રાજા કહે પરથમ કહું, હુંતો મારૂં નામ;
ત્યાર પછી કહે તાહરૂં, બાપ આપણું ઠામ. ૪

છપો.

કરૂં રંકને રાય, રાયને રંક કરીએ;
મારે વશ સહુ કોય, કોઇ વશ અમો ન રહિયે. ૧
અનમી નેઅહંકાર, વાત સઉ દિલમાં રાખું;
પૂજ મિત્ર સહુ જંન, ગણી સરખાહું રાખું. ૨
મારણ પાલણ ગાનવ અમો, પરદેહી જીવ ઘાલું નહીં;
લખ જીવ સંગ લઇ નીરાડું, એકલો હું આવ્યો અહીં. ૩

ચોપાઇ.

તે પરિયઠ વિચારયું મંન, એતો મારો નંદરાજંન;
ચતુર શિરોમણ એ છે રાય, હું છું પણ એની પરજાય.
એણે નામ સમશામાં કહ્યું, લક્ષણ જોતામાં મેં લહ્યું;
હું પણ રાખું ગાઢી મામ, કહું પટંતરે મારૂં નામ.

છપો.

ધરે અંગ રાય ને રંક, રંક રાજા સો દીસે;
શાહ થાઇ સુલતાન. માન પામે મન હીસે. ૧
એક વસાનો જન, કરૂં તે લાખ વસાનો;
મળશે ગારૂં નામ, અરથ સમજે સમસ્યાનો;
ઢાંકણ જગત વીશે, વળી રૂપ સમારે તારૂં;
અનુક્રમા સમારિયે, સમજી નામ કહ્યો મારૂં. ૨

ચોપાઇ.

અરસ પરસ ઓળખિયા બેય, ભાગ્યો મન તણો સંદેહ;
હરખ બેહુના મનમાં થયો, રાજા પરિપટ પાસે ગયો.
આ વેળા તે શું છે કાજ, એકલા કેમ આવ્યા મહારાજ;
નહિ સાથે હસ્તી ઘોડલા, નહિ સાથે પાયક જોડલા,
રૂપ અનૂપ સકોમળ જાત, કાળિ અંધારી મઝમ રાત.
સુણરે પરિપટ રાજા કહે, કહું સંદેહ જે મનમાં લહે;
નગર ચરચા જોવા આવિયો, ગાઢ સાથ નથી લાવિયો.
સંદેહ એક ઉપન્યો છે મને, તે માટે પુછુછું તુને;
મધ્ય નિશાએ કેમ આવિયો, કેનાં વસ્ત્ર ધોવા લાવિયો.
મધરાતે તું બેઠો ધુવે, બીક કોઇની મન નવ જુવે;
સાચી વાત કહે તું આજ, લેશ માત્ર રાખિશ નહિ લાજ.
પરિપટ કહે સાંભળ હો રાવ, એ-સગળી લેજો સમજાય;
મારે કહું સંશા મન ધરો, સુણી વાતને પાછા ફરો.

છપ્પો.

લંક લપટી લિયે, ઠેઠ નહિ રામ કે રાવણ;
હરણ શિતાને નામ, કામ નહિ પૂછવા કારણ.
હણિયા કૌરવ વીર, વીર બેના વીચારી;
કામનિને મન દેહ, નહીં શાલે જે નારી;
એક દંતધાવણની બ કરે, તેને ન-મે નાગછે;
તેહ સમારણ કારણે, હું ઉભો આ ઠામછે.

ચોપાઇ.

નુવમે તણાંણું પુરચાં હરી, તે સમરયા પરીપટે કરી;

દીવસે સગારે ન શા ગાટ, આડધી રાતે કેમ આવ્યો ઘટ.
એ અચરજ તો મુજને ઘણું, સત્ય વચન સુણવા તમ તણું;
એ પર બોલ્યો રાજાન, ત્યારે પરિવટ વદ્યો વચન.

છપા.

હો સોમન ખટ ચરણ, વરણો શાગ સઝ્યો;
ઘોર નાદ મુખ પ્રીત, સાનાચો તે પુરૂવિચો
પિયે પ્રેમ નિશદીન, શીશ મોંહાડું સબ માથે;
રસિક તાન કરિ ગાન, રહે સુગંધી સાથે.
સુઘડ નારના સ્વેદનો, ગદ પરિમળછે અતિ ઘણી;
તે માટે આવ્યો આસમે, મુજને આપછે તે તણી. ભમરો

ચોપાઇ.

રાજા મનમાં રીઝયો ઘણો, પ્રેમ વચન સુણિ પરિપટ તણું;
આરે ભાઇ એવી કુણ નાર, બનાવ નામ નિશાન ઘર બાર;
જેનાં પટ પરિમળનો પાસ, ફરી ઉતરે ભમર આકાશ;
એવી રામા રાણિ કો તણી, પુછે એમ નગરનો ધણી;
સ્વાંગના એવી કુણ હોય, શિઘ્ર મહિપતિ બોલ્યો સોય;
તે સંભળાવો મારા વીર, મારે હઇડે નવ રહે ધીર;
કહે પરિમટ સાંભળજો રાય, મારા મુખથી કેમ કહેવાય;
શતિ નિંદ્યા કેમ કરિયે આપ, સ્ત્રી નિંદ્યા સ્ત્રીહત્યાનું પાપ;
સ્ત્રી નિંદ્યાની આગ્યા પ્રાણુ, સાગરે તે મેં સ્તુ સુણાણુ
નારીનો નેહ થોડો કરે, તે ભવસાગર સહેજે તરે.
એ રાજા એમ પુછે ફરી, પ્રબોધ શીક્ષા પરિપટ કરી

રાજા કહે શું દેછે શાપ, એવા અનેક જાણ્યુંછું લાપ.
સાંભળજો નરપતિ શ્રીનાથ, અક્ષરતો તારો પર હાથ;
જે સગરા અમો કીજિયે, તે એંધાણ ઓળખી લીજિયે

છપા.

વરાગુ સહુના રંગ, આંક રાજાથી કાઢો;
જાતિ શિરોમણી જાણ, આણુ માને જશ આઢો;
તમને જીતે તેહ, તે તમથી ન જીતાય;
સાચું માનો રાય, જિત્યો એ નર કયાં જાય;
ભોગી તે તગ શક્યા ઘણા, આદ્ય અધિકાર આતી ઘણા;
પારખજો જાત પરિમલ સામી, તે ભરતાર પદ્મણી તણા

ચોપાઇ.

રાજ સભામા આવે કામ, તેહેનું જે કેહેવાએ નામ
રાખ્યું અન જેને કહેવાય, તેનું નામ વિચારો રાય.
એ બેનો કરે એક વીચાર, મેં કહ્યું તે નરને ઘેર નાર;
પંખી ઉડે જેને જોર, એ વાતનો એટલો અંકોર.
જે આધારે રહેછે પ્રાણ, એતો નામરે ચતુરસુજાણ;
એ બે પ્રીછી હરિએ પર, મેં કહી તે સ્ત્રી તેને ઘેર.
એતો રાજા સરવે લહ્યું, પરીપઠ જે વચંન કહ્યું;
પ્રીત કરીને લીધો પાર, જુગતી થકી કરજો નુહાર.
સ્ત્રીનું નામ સમજ્યો સાનમાં, પછી ગુણવંત ગયો ગામમાં;
આનંદ પ્રગટ્યો તેને અંગ, જીવ થયો રૂપાળાને સંગ.
મોહ પામ્યો મન આકુળ થયો, રંગમહેલમાં રાજા ગયો;

નાવે ઊંઘ ન ભાવે અંન, વ્રેહવ્યાકુળ રાજાનું મંન.

છપ્પો.

કાને સુણતાં લાખ કરોડ, કોટી નવ દ્રગ જ્યારે દેખી;
ઓસી બાર હજાર, સરવ પક્ષ મેં પેરે પખી;
નજર ભરી રથ ખરા, દશ મુલ તજ્યા સોઇ;
આલીંગન તવ એક, છેક ચુંબનમાં જોઈ;
ઓનો ભાર પટંતરે, અમૂલખી કોઇ દામ્રકી;
ચાખી તખ તે ચીતથી ગઇ, નહી કોડી એક કામકી.

ચોપાઈ

કાને સુણી તવ લાખ કરોડ, માટે મહીપત લાગી ત્રોડ;
દુખે પાપે વીતી જામની, વીચાર કરે જોશું કામની.
જો જાણે મારો પરધાન, એ વાતે ઘટશે મુજ માન;
આપ હઇએ રચીયો પરપંચ, સોને ગળવા કીધો સંચ.
પ્રાતસમાજે ઊઠ્યો રાય, સંપૂરણ ખધી ભરી સભાય;
તે વેળા આવ્યો પરધાન, મંન પકી કીધાં બહુ માન.
કહે રાજા હું કહુ તે કરો, કરછ દેશ વીશે પરવરો;
ઘો ટકા લાખ વીસ કરોડ, લાવો ઘોડા મન ગમતી જોડ.
સરવ સેન સુંઢાડો સાથ, દરવ અનંત રાખો હાથ;
બીજી વાતમાં કેહેશો વળી, ઉઠો શીઘ્ર કરો આ ઘડી.
જો મુજને ઉપજાવો સુખ, તો એ વાતનું ધરો ન દુઃખ;
કહે પ્રધાન શુણો મહારાજ, શું છે ઘોડાનું કહો કાજ.
ચીકુતાથી વેપૃત વતીપાત, આજ થાય જાણ્યા ઉતપાત;

કાલ પરમ માંહી આલશું, હપ તમને આણી આલશું.
કહે રાજા સાંભળરે ક્ષાત, મારા મનની નવ લહેજ વાત;
જે વાતનો કેડો લીજીએ, કામ પાર તેતો કીજીએ.
સભા મધે જો જાય વચંન, ત્યારે હું શાનો રાજંન;
અવજોગ તેતો પરથમ મને, ત્યાર પછી નડશે તને.
હમણાં જાવાનું ન કરો સહી, આજ થકી પ્રધાનજ નહી;
ચાકર તે જે પાળે બોલ, માણસ તે જે પાળે કોલ.
સ્ત્રી જે તે પાળે પતીધરમ, બ્રાહ્મણ જે પાળે ખટકરમ;
પવીત્ર તે પાળે આચાર, હરીજન તે મુકે સંસાર.
રાજા જે પરજા પ્રતીપાળ, અસત્ય ન બોલે મુકે આળ;
પંડીત જે પારખે પુરાણ, સાત્વીક જે હોએ સુજાણ.
જોગી તે જે પાળે જોગ, સંસારી જે સમજે ભોગ;
વ્રતીક તે જે વરત આચરે, દુખભંજન જે પરદુખ હરે.
પુત્ર તે જે ગયાએ જાય, જીત્યો તે જે ગંગાએ નાહ્ય;
ધંત્રપતી જે ધારે તે ધરમ, રાન્યાશી તે જાણે બ્રહ્મ.
રજ્યો તે જે ખરચે હાથ, સાર સ્ત્રી જે તે સ્વરગે સાથ;
ગ્નાની તે જે ગ્નાનને સજે, ભક્ત હોય તે ભગવાનને ભજે.
વીભુતા તજી તેણે વીભુતી ધરી, આશા ભરી જે આશાના કરી;
મહીપતીનું જે રાખે માન, તેનું નામ પુરો પરધાન.
ગારો વજીર ખાશો છો તું, જો આ વેળા કહુછું હું;
કહે પ્રધાન સુણો પુરપતી, રોગમાં ધરશો રાજા રતી.
જે પાસો પડે તે દાવ, જે રાજા બોલે તે હાવ;

જે નીરધન ખેલે તે નાગ, જે નીજ બોલ પાળે તે શાહ
પંચ પ્રમાણ કરે તે ન્યાય, આચાર ભ્રષ્ટ તેનો અન્યાય;
જે મારે મરે તે ઘાય, નાઠો તે જે જીત્યો રાય.
ભુખ્યો જે ગમે તે ખાય, ભગવંત જે તે નાઠો જાય;
આંધળો જાર જે ઘરમાં રમે, બહેકયો જેહ ગમે તે કરે
અચળ સુખ આવ્યું તે થાય, ઓશડ તે જે રોગ મુકાય;
જે પ્રથ્વી પાળે તે રાય, પએ પાન કરાવે તેજ માય.
જે મીત વશ કરે તે રાય, અતી ખળીયો જેને આહાય;
દુખીયો જેહ વીદેશે જાય, ગ્રહસ્થ તે જે લાગું લાહાય.
પુન તે જે પરમારથ થાય, સુખીયો જે નીરોગી કાય;
ભલું કરે તે શ્રીજી પ્રકાશ, રાજા કેહે તે સારો દાશ.
ચાકર તે આજ્ઞા ધરે શીશ, એમ કહી ઉઠ્યા અવનીશ;
સભા સુંદાડી પોતા તણી, લક્ષમી અનધળ લીધી ઘણી.
પ્રધાન ચાલી કછમાં ગયા, રાજાને મન ઉછવ થયા;
અરૂણ અસ્ત પડીછે રાત, રાએ વીચારયું રૂદીયા સાથ.
બીજા કોઇને નવ કહી વાત, આપ એકલો ચાલ્યો જાત;
કાહાં નરને કાંહાં નાર, જાર થયો ત્યાં શો વીચાર.
જાર બુધી જેને મન વશી, લાજ મર્યાદા તેને કશી;
ગુણકાને મન શેની લાજ, આળસુને તે શાંનું કાજ;
ભીખ માગે તે શાનો ભાગ, જોરાવરી તે શાનો જોગ;
ભંગીને મન શાની નાત, બરાનાને મન શાની જાત;
મદપાન પીએ તે શાનો પવીત્ર, ભુંડું તાકે શાનો મીત્ર;

અકરમીને ઉદ્યમ કશો, શુભને મન શાનો વશ પસો;
શેઠાઈમાં તે શાનું સત્ય, પટલાઈમાં તે શાનું પત્ય,
પરમારથમાં શાનું પાપ, શીખાઈ તારે શાનો શાપ;
રંડાપણુ તે શાની સતી, પીડાદે તે શાનો પતી;
સંતોષીને શાનું દુઃખ; ધંન વિના તે શાનું સુખ;
દાનારને મન શાનું ધંન, સુગાને મન શાનું તન;
ભાંગની ભલી વીના શો ભોગ, સુખ ચીત વીના શો જોગ;
દારીદ્ર તારે ડાહાપણુ કશુ, પુત્ર વીના ઘર સુતર કશું
ગાન નહી ત્યાં શાની રીત, હેત વીના તે શાની પ્રીત;
ગુણ વીના તે શાનું રૂપ, પ્રજા પીડે તે શાનો ભુપ;
વીવેક વીના તે શી વીદ્યાય, ચાલે નહી તો શી નિંદ્યાય;
કંઠ વીના તે શાનું ગાન, તાલ વીના તે શાનું તાન;
દયા નહી તો શાનું દાન, મોટમ રાખે શાનું માન;
હરીજનને તો શો સંસાર, ખરી વાતમાં શાનો ખાર;
કરયું કરે તે શાનો કવી, શીખી વાત તે શાની નવી;
ચોરે ખસે તે શાનો ચાડ, પડયું સૈતો શાનો પાડ;
વેહેનાર નહી તો શો વેપાર, કમાઈ નહી તો શાનો કાર;
જાર જાતને ભય નહી મંન, નીરભે થઈ ચડ્યો રાજંન;
દરબાર દીવાનનો દીઠો જોર, આવ્યો રાત ગઈ એક પોહોર;
વજીર મેહેલ છે સોહવાં બાર, કીધો રાએ કરનો પ્રહાર
ધીર વીર પ્રતીહાર જાગીયો, મન માહે બીહીવા લાગીયો.
કોણ હશે ભાઈ ગોઝારી રાત, જે હોય તે આવજો પ્રભાત:

નહી ઉઘાડું મારૂં બાર, ખોટી થાશો નહી લગાર.
તે વેળા આવ્યો નંદરાય, મનમાંહે ધરતો લજ્જાય;
જાગે જે કોઇ ધનનો ધણી, જાગે જેને ચીંતા ઘણી;
જાગે રાત અંધારી ચોર, જાગે ધન વરસાતે મોર.
જાગે જેના ઘરમાં સાપ, જાગે દીકરીયોનો બાપ;
જાગે જેને માથે વેહેર, જાગે જેહ કરે બહુ કેર.
જાગે જે જપતો જગદીશ, જાગે હાણી હાણ ને રીશ;
જાગે જે કોઇ હોય જાર, જાગે કુળ અકુળની નાર.
જાગે જેની દેહીમા રોગ, જાગે જે કોઇ સાધે જોગ;
કોણ હશે ભાઇ માઝમ રાત, જે હોય તે આવજો પ્રભાત.
નહી ઉઘાડું મારૂં બાર, ખોટી થાશો લાગશે વાર;
તે વારે બોલ્યો નંદરાય, મનમાં ધરતો બહુ લજ્જાય.
લાજે જે કોઇ હોએ જાર, લાજે જે અકુળની નાર;
લાજે મુર્ખ બ્રાહ્મણ ને ભાટ, લાજે મુર્ખ ગુણીકા ગુણ માટ.
લાજે મોહોટા મન ભંગ થાય, વચન ભંગથી લાજે રાય;
લાજે લંપટ મુકે ખાલ, લાજે સ્ત્રી ઉતારે તોલ.
નીચ કામે નરપતી ગયો, લજ્યા પામીને બોલત રહ્યો;
ઉઘાડ ભાઇ હું નંદનરેશ, પરધાન ઘેર કરવો પ્રવેશ.
ઘણું જરૂર માહારૂં છે કામ, તે માટે આવ્યો આ ઠામ;
શીઘ્ર ઉઘાડીને ચરણે લાગ, જે જોઇએ તે મુખ પામી માગ.

## દોહરા,

પ્રીતે બોલ્યો પોળીયો, સાંભળીએ રાજન;

બારતો નહી ઉઘાડાએ, મેં વરજ્યું તાહારૂં મંન. ૧
આ વેળાએ નીસરે, કાં તસકર કાં જારે;
માટે જાઓ પાછા ફરી, રાખી આપનો ભાર. ૨
પરધાન ઘેર નહી માહરો, સ્ત્રી સાથે શું કામ;
અડધી રાતે એકલો, એવું શું છે કામ. ૩

ચોપાઇ.

ઉંદર બીલાડીને શો મેલ, અજા વાઘ તણો શો ખેલ;
શીંહ ગજ એકઠા કેમ રમે, ગરૂડ સરપ એકઠા કેમ ગમે.
અગ્નિ ભૂત કેમ થાએ એક, વીપ્રીત એ દીસે વીવેક;
તમો રાય પુરૂષની જાત, વીનતા સાથે શી કરવી વાત.
રાજા કહે ઘડે શા ઘાટ, ઉઘાડ બાર જાવા દે વાટ;
હું જેમ જેમ રાખુછું ભાર, તું તેમ તેમ લગાડેછે વાર.
હવડાં વાત કરૂછું શેહેલ, નહીતો આરાવુંછું મેહેલ;
પરધાનના તો પ્રાણજ લેઉ, બારૂ હંડતો તુજને દેઉ.
ત્યારે તાહારૂં શુંછે જોર, નગર વશે ત માહારી ચોર;
જો રાજા હાણીને દુખ, તો તું કાંઇ વીચારે અબુધ.
માહારે તો મન નથી કાંઇ ભેદ, તું મનમાં આણેછે ભેદ;
મુખેં મીત્ર વેહેરીને કામ, શીધ થતું વણશાડે કામ.
મનમાં ડાહાપણ હોએ આજ, ઉઘાડ તુજ સરશે કાજ.

દોહરા.

કહે પ્રતીહાર રાજા સુણો, હું બીહીવડાવ્યો નહી જાઉ;
મન મનાવો જો માહરૂં, કાંક પરસંનતો થાઉ. ૧

રાય એક જેને કળજા, બીજો તકે તે રાય;
ત્રીજો રાજા ગરજીયો, ગુણ ઓશીંગળ થાય. ૨
કુંડળ કાહાડ્યા કાનથી, મુલ જેનું નવ ક્રોડ;
આપ્યાં હાથ પ્રતીહારને, જે ગમુઅપ જોડ. ૩

## ચોપાઇ.

દ્રવ દેખીને નાસી મળે, દ્રવ દેખીને લાભે ભળે;
દ્રવે લાભ ને દ્રવે હાણ, દ્રવ આસ આસના જાણ.
દ્રવે જીવ જાય ને રહે, દ્રવે ઘેલાને ડાહ્યો કહે;
દ્રવે કાયર દ્રવે સુર, દ્રવે મેલા દ્રવે નુર.
દ્રવે ચોર ને દ્રવે શાહ, દ્રવે રંકને દ્રવે રાય;
દ્રવે કરપણ દ્રવે દાતાર, દ્રવે ઉગારે દ્રવ ઠરે ઠાર.
દ્રવે શત્રુ ને દ્રવે મીત્ર, દ્રવે નીચ ને દ્રવે પવીત્ર;
પૃથ્વીનું કારણ તે દ્રવ, દ્રવ થકી તે શોભે સરવ.
કુંડળ જાણ દીઠા પ્રતીહાર, તવ તેણે ઉઘાડ્યું બાર;
ગયો મેહેલ મધે રાજન, દીઠું જેવું ઇંદ્રાસન;
દીઠા પરધાન કેરા મેહેલ, તે આગળ શોભા સહુ શેહેલ;
દીઠું પાંજરૂ પોપટ તણું, પચરંગી પીછું છે ઘણું
તે હેઠળ ગાંડ્યોછે પાટ, રાજા ચાલી આવ્યો વાટ;
બેઠી દીઠી ત્યાંહા કામની, એવી રુડી ભુતળ ભામની.
ચંદ્રવદની ને નયની વાંક, શીંહ આકારે કટીનો લાંક;
હંસાગમની ગજ ગામની, શરદ ચંદ્ર શોભે જામની.
જેવી પુષ્પલતાની વેલ, જેવી વાડીમાંની કેળ;

જેવી ચંપા કેરી કળી, જેવી વીજ ઝબકે ભલી.
જેવી રતનકુલ દેવડી, એવી દેવાંગના રૂપે રૂડી;
જેવી કાંઈ નાગેણની, નહી રામા એની સંઘની;
જેવી ઈંદ્ર તણી અપછરા, જેવી મદ ભરી ગછરા;
કાગનીઅને કમળના વૃંદ; મુખ જાણે શરદ પુનમના ચંદ.
અંબુજ દળ આકારે નેણ, અમરત જેવા બોલે વેણ;
પોયણ પાન સરીખા પાય, કરેણ કાબ સરીખી કાય.
નાગ એક પણ લક્ષણ ઘણાં, જે કહીએ તે શોહામણાં;
રામા રૂપ તણો ભંડાર, નવ દીઠી એવી કોઈ નાર.

દોહરા.

ચપળ નેન અંબુજ સુચક, વાંક મુખશું જોડ;
કનક કળશ પર ઓપીતા, ક્ષણું ગાત્ર નહી ખોડ. १
કલ વૃષી સુભ ઉદરે, પોયણ તપ લેત પાન;
ગ્રીવા કપોત સરીખડો, ઉજવળ ઓપીત વાન. २
નખ શીખ શોભા નીરખતાં, ચતુરા ચતુર સુજાણ;
પડિ વૃંઆપી રાજેંદ્રને વાગ્યું મોહનું બાણ. ३
પાશાસો હાથ થકી, અગની થકી જેમ ધૂન;
સર્વાંગમાં અગની થયો, આકળ વીકળ તરત. ४
ધરમ કરમ સહુ વીસરયો, થયો અગની વશ અંગ;
બીજું કાંઈ સુજે નહી, એશું લાગ્યો રંગ. ५
વીસરયો ઈશ્ટ ગુરૂદેવતા, વીસરયો પ્રીતને ...
વીસરયો મેલ પુર મેહેડીયા, એશું લાગ્યે

આંચો નીકડે નીરખતાં, ભયતીત ધનઘોર;
દ્રષ્ટી ન ચુકે તે થકી, જેમ ચંદ્રથી ચકોર. ૭

ચોપાઇ.

પોપટ પદમની બેઠાં જ્યાં, માહોલે મહીપતી આવ્યો ત્યાં;
સમજ્યો પોપટ સગજી નાર, ચતુર ગળી બે કરે વીચાર.
આવતામાં વરત્યુંછે મંન, કામ આકળો છે રાજંન;
ઇશ્વર આપણી રાખશે લાજ, કામની કહે શું કરવું કાજ.
કહે પોપટ નવ ધરશો બીક, દઉછું નંદરાજાને શીખ;
એમ કરંતાં બોલ્યો વાણ, અધીક ચાતુરી મનમાં આણ.
તું મુજને જાણેછે અજાણ, આજ શું થયું ચતુરસુજાણ;

દોહરા.

કહે પોપટ ભલે આવીયા, પૃથ્વીપતી ભુપાળ;
આનંદભેર નંદરાયજી, પ્રજા તણા પ્રતીપાળ. ૧
તાત તમેછો જગતના, પ્રધાન તારો પુત્ર;
હું જાણુંછું નીહાળવા, આવ્યાછો ધરસુત્ર.
તંન નથી ઘેર તાહરો, ઘેરછે તેની નાર;
પણ તેછે તુજ આશરે, તમ પુત્રોને દ્વાર. ૩
રાજા તેતો તાત છે, પરજા તેતો પૂત્ર;
શાસ્ત્ર શાખ પુરે સદા, સાચો અક્ષર સુત્ર. ૪
બાઇ આવો બેસો બારણે, એહ તમારો તાત;
મ બેસો જઇ, કહો મનડાની વાત.
આવો બારણે, એતો તાત નંદરાજ;

સાસરવાસો લાવીયા, તેની તે શી લાજ. ૬
આપણુ એના છોકરાં, એહુ આપણો તાત;
પીતા પાસ બેસો સુખે, કહો મનડાની વાત. ૭

## ચોપાઈ

રાણી બોલી આણી ધીર, સાંભળ પીપટ મારા વીર;
અવીક બોલ તું ના બોલીશ, ચઢશે નંદરાજાને રીશ.
હુકમ શીરા નૃપનો લીજીએ, પછી ઉત્તર તેનો કીજીએ;
એ છે ધરમ તણો અવતાર, જાણે સકળ વીવેક વીચાર.
એ છે ચોદ વીદ્યાં ગુણ જાણ, માટે ઘણું શું કરૂં વખાણ.
ચતુર પુરૂષ માટે સાંખશે, મુર્ખ કોઈ મારી નાખશે.
તે માટે છાનો રહે ભ્રાત, અધીક શાંને કરેછે વાત;
વીવેક વાત મારે ચીત વશી, નંદરાયની ચીકર્ત કશી.
કંચન આગળ કથીર તે કશી, ચતુર કને કેવી પારશી;
હનુમાન આગળ શા ચેકડા, કરોડ આગળ શા દોકડા.
ચઉદ જાણે તેને શા ચાર, સત્યવાદીને શાનો ભાર;
પૂજા આગળ બીજી શી પ્રીત, વેદ આગળ તે શાંછે ગીત.
પરિબ્રહ્મ આગળ શાં પાખંડ, દેવગતી આગળ શો દંડ;
દારીદ્રથી બીજું શું દુઃખ, શ્રી સતીથી બીજું શું સુખ.
વીપ્ર આગળ બીજી શી નાત, ખરો કેહેવાય તેની શી ખ્યાત;
શિવ પૂજન આગળ શી સીધ્ય, રાજા રસોઈ આગળ શી રીધ;
ઔખ પકી તે ભુંડું કયું, દેહ ભુંડી જેનું રોગીયું;

ચંદ્ર આગળે તારો કશો, રવી આગળે આગિયો કશો,
શત્રુ આગળ શી દુઃખની વાત, મરણ થકી બીજી શી ઘાત;
પુન્ય આગળ બીજું શું કામ, રામ વિના બીજું શું નામ;
કાશી આગળ બીજો શો વાસ, સુગંધ માંહિ જેવો બરાસ;
સ્વર્ગ થકી તે સુખ જ ઘણું, વખાણ કરી શકે કેમ ઘણું;
એહને વશ વરતી સહુ લોક, એ આગળ ડહાપણ સહુ ફોક;
નારી કહે સુણ પોપટ સહિ, એ સરખો કોઈ ભૂતળમાં નહિ;

### દોહરા.

ત્યારે પોપટ બોલીઓ, સાંભળ મારી બેન;
મા બાપ આગળ આળે સહી, જે કરીએ તે ચેન. ૧
બાળક અતી અન્યા કરે, મનમાં ન ધરે બાપ;
એવું જાણી તે કહ્યું, વેદ પુરાણે છાપ. ૨
ગાંડુ ઘેલું બોલવું, મન નસ આણે શોપ,
તેમ હું રાજાને કહુ, એહ ન ધરશો કોપ. ૩

### ચોપાઈ.

જો વાડ થઈ ચીભડા ગળે, મોંઘી વસ્તુ ક્યાંથી મળે;
જો બરબલું ખાતું હોય અંન, તો જીવે નહિ એકે જંન.
કલ્પવૃક્ષ જો કેરી ખાય, તેનો ચોર કેમ પેદા થાય;
નવાણ પીતું હોએ નીર, તો જીવ જંતુ ક્યમ ધરે શરીર.
મા મારે પય પીતા બાળ, સત્યવાદી નવ બોલે આળ;
રાજા થઈને લુટી લે, તો પરજા કુણ આગળ કહે,

રામ જપતાં જો નરકે જશે, તો કહ્યું તે કોનું થશે;
પિતા પુત્રિશું રમશે જાર, તો તે પાતનો કોણ લહે પાર.
ગંગા ન્હાતાં પાપી થશે, વેદ વચન કેમ સાચાં હશે;
વાર તડાંથી આવે ધાડ, દેશમાં કોની કરશું આડ.
મેઘ વરસતાં પથ્થર પડે, તેનો વાંક કોને શિર ચડે;
ધણિને વિખ દે ઘરની નાર, કોણ સાચવે તેણે ઠાર.
પુષ્પહાર થઇ વળગે સાપ, ત્યાં તે કોણ જાળવશે આપ;
અમરત જાણી આપે પીજીયે, વીખ થાયતો દોશ કોને દીજીયે;
કુંડળ કરડી ખાએ કાન, ક્યાં આગળ જઇ કરીએ સાન
ચંદન જાણિ અંગ ધરિયે આપ, થાય અગ્નિ તો પૂરણ
મેટા જાણી જઇએ સરણ, દે ઘાત તો પામિયે મરણ.
ઘરનો દિવાન જો ચાડી ખાય, તેતો દુખ કોને કેહેવાય;
આપે રખનારો ચોરી કરે, તો ભંડાર શી પેરે ભરે.
છાની થાપણ લોભે લે, તો સાક્ષી આવી શું દે;
કોઇક તે દુખ દે પરચંડ, તેને તો રાજા દે દંડ.
રાજા થઇ લુટી લે આપ, તો પરજાનું પૂરણ પાપ;
રઇયત ઉપર કોપે રાય, રંક માણસ શો કરે ઉપાય.
તેને પુછે ઇશ્વર એક, વેદ વચન કરિ જુઓ વિવેક;
રાય પ્રજાને દુખજ દે, તો લક્ષ આગળ ભોગવે.
મોટા કરે કુડાં જો કાજ, કેમ પામે એ રૂડાં રાજ;
રાગા શુક બે વાતો કરે, રાજા નંદ રૂદીયામાં ધરે.

ભયભીત થઇને આવિયો, કાંક જ્ઞાન રૂદેમાં લાવિયો;
એ કેહેછે પુત્ર ને બેહેન, તે આગળ કેમ પામે ચેન.
એક વાતનો સુનો ઘાટ, રાજા જઇને બેઠા પાટ;
આગતા સવાગતા દીધાં માન, આગળ મેલ્યાં ફોફળ પાન.
બોલ્યો શુક સુણો સુંદરી, બોલો તાતશું હેતજ કરી;
આપનિ પુત્રિ કરી થાપશે, મન વાંછીત માગ્યું આપશે.
લાવ્યા પસલી આપણે ઘેર, રાય આવ્યા છે રૂડી પેર;
માત તાત ને એ મોસાળ, આપ ઉપરછે અદકું વ્હાલ.
એછે નોધારા આધાર, એને શિર પૃથ્વીનો ભાર;
બેટી બેનને તું ભાણેજ, આપણ ઉપર અદકું હેજ;
હેત કરીને દગો જો દેય, તો તે નરક તણાં ફળ લેય;

દોહરા.

માનની મુખ સનમુખ કરી, શુક શું કીધી વાત;
કામભરયો જો કોપશે, કરશે તારી ઘાત. ૧
કામી કામે આંધળો, તે ન ગણે બેન ભાઇ;
માટે જુજને મારશે, છાનો રહેને બાઇ. ૨

ચોપાઇ.

ભરજોબન તેતો આકુળો, બીજો મદ દામે આકળો;
ત્રીજો અંધ ધન મદ જેહને, ચોથો અંધ ગદ દેહને.
પાંચમો અંધ જે જિવ આદરે, છઠ્ઠો અંધ જે કોપે ભ
સાતમો અંધ ચંપાણો જેહ, આઠમો અંધ બસાનાની ે

એટલા મદ વીચરે ના કરે. ના કહિયેતો નિશ્ચે ગરે;

દોહરા.

વચન સુણી વિનતા તણું, શુક કહે શુણ વાત;
કાગ ગદ જોબન શું કરે, જગત પિતા સાક્ષાત. ૧
આગનાની અબળા સમી, મેં નવ દીઠી કોય;
કહું વાત પટંતરે, મનમાં સમજી જોય. ૨

ચોપાઇ.

જો નૃપ આવે કપટે કરી, તો કુણ પુછે એને ફરી;
આગ પ્રધાનને શીદ મોકલ્યો, આપ કેમ આવે એકલો.
એ કરતા સમજું છે સેહેલ, પરસ બપોર ચોરાવે મહેલ;
પ્રધાનને રાખે કાળાગડ્ય પા ઓણ જોરાવર છે એ હિસે.
એને માથે બળિયો ધર્મ, તો કુડાં કેમ કરશે કર્મ;
નંદરાયનું જો જાએ સત્ય, તો શી થાય પ્રજાની ગત્ય.
જો ચુકે રાજાની દેહ, તો વૃષ્ટી કેમ કરશે મેહ;
બીન વાંકે રાજા દે દંડ, તે નિશ્ચે તુટી પડે બ્રહ્માંડ;
નદરાય ચઢાવે આળ, નિશ્ચે પૃથિવ જાય પાતાળ.
વાત કહું એક તુજને હું, કાને સાંભળ રાણી તું;
જોવા કારણ આવ્યા તેહ, આપણે દુખે બુઠયા મેહ.
આળસુ ઘેર પધારયાં ગંગ, ઉછવ આજ થયો નવરંગ;
દે માન સામજી બહુ પેર, ભલે પધારયા આપણ ઘેર.
પાપટનું જે વચનજ લહ્યું, સુણી જ્ઞાન રાજાને થયું;

બેઠો આસન હેતે કરી, પાસે ઉભી છે સુંદરી.
ગાનનિ કહે સાંભળો મહારાજ, કાંક કહો અમ સારખુ કાજ,
દર્શન રાય થયું તાહરૂં, પવિત્ર થયું મંદિર માહરૂં,
અમો આશરે છું તમ તણે, અમ ઉપર હેત રાખોછો ઘણે;
પ્રેમદા મંદિરમાં પરવરી, શાક પાક સામગ્રી કરી,
કરવા માંડ્યો ઉત્તમ પાક, રસોઇ બત્રીશી સુંદર શાક;
મીઠાઈ મધુરાં સુભ સાર, ખાટાં તીખાં અતિશે બાર.
ક્ષણું વાર ન લાગી ઘડી, જુગતે કરી રસોઈ નવડી;
કસ્તુરી લેપન કરયું શરીર, ન્હાવા કારણ મૂક્યું નીર.
મંજન કીધું રાય શરીર, પીતાંબર પછિ પેહેરયું ધીર;
મોટી થાળ તે કંચન તણી, પિરસે સામગ્રી ઘણિ ઘણી.
ભાવ થકી કીધું ભોજન, રીઝ્યો ઘણું મનમાં રાજન;
વિનતાએ ત્યાં કર્યો વિવેક, દેખાડુ દ્રષ્ટાંત અનેક.
ત્રાંબા પાત્રથી કાઢે ભાત, તેનો રંગ ઉજવળ સાક્ષાત;
બીજે પિરશ્યો રૂપા થકી, દીધો રંગ પીળો નવલખી.
ત્રીજે પિરશ્યો સોનાને પાત્ર, લીલો રંગ દીધો તે ભાત;
ચોથો પિતળ પાત્ર સુરંગ, દીધો કસુંબી તણો રંગ.
પાંચમો પિરશ્યો માટિ ને ઠામ, ત્યાં પણ દીધો રંગ સ્યામ;
જુવે જાત પચરંગી તણો, રાજા અચરત પામ્યો ઘણો
રંગે જોતાં અતી અનૂપ, જોઇ રૂદિયે વિગાસે ભૂપ;
ભરે કોળિયો જ્યાં એકાદ, તેનો મુખમાં એકજ સવાદ,

જેમ કોકિલો રંગ વીશેક, મુખમાં સાવાદ ગાવેછે એક;
શ્યામ શ્વેત કસું ની ખાણ, મુખમાં એક સવાદ જણાય;
હાથમાં પાત્ર દીઠાનુ દુખ, ગલે ગયું જખ મેલ્યું મુખ;
દેખતાંમાં સોભા છે ઘણી, મુખમાં એક અનેક જોગણી;
રાજાગમાં લક્ષણ બત્રીશ, હઇડામાં નવ આણી રીશ;
સમજો શીખામણ છે એહ. ભાગ્યો મંન તણો સંદેહ.
સાંભ હતું તે સારવે ગિયું, જુવતીની સામુ જોઇયું;
કામની કહે એ કરૂં ઉપાય, જેમ મંન કાચો હોય રાય.
મનમાં એમ વિચારી બુધ, ધોળી ધેનનું ધોળું દૂધ;
કાળી રાતી ધેન કાબરી, સુધાં દૂધ તે ભાજન ભરી.
વિવીધ પ્રકારે કરયો વિવેક, સવાદ દૂધનો સારવે એક;
પામ્યો શિક્ષા સઘળી તેહ, ભાગ્યો મન તણો સંદેહ.
આટલું મન પોપટથી ગળ્યું, આટલું નારી સુણયા ગળ્યું;
ઉઠયો ભોજન પુરણ કરી, આપ્યું બીડું સામ સુંદરી.
અમુલખ આંગુઠી તે જેહ, પદમણિ કર સોંપી તેહ;
મનમાં આણ્યો બીજો મર્મ, ઇશ્વર એનો રાખ્યો ધર્મ.
કરી પ્રણામ તે પાછો વળ્યો, પ્રતિહારને મહિપતિ મળ્યો;
ઉઘાડરે મંદિર તાહરૂં, કુંડળ આપ પાછું મારૂં.
તે પ્રતિહારે કહ્યું વચંન, સાંભળ હો રૂડા રાજંન;
સાતમાળી મેડા છે રાય, તારી શોભા કહી નવ જાય.

## દોહરા.

કહે પ્રતિહાર સુણ પુરપતી, તું છું ચતુરસુજાણ;
સઘળાં ડહાપણ તુંજમાં, બોલો થઇ અજાણ. ૧
આપી કુંડળ પરવરયા, મુજ મંદિર મોઝાર;
પાછું માગો છો વળી, તે કોનો વેહેવાર. ૨
જે કામે કુંડળ દિધાં, કરવો ગ્રહ પ્રવેશ;
કામ કરયા વિણ આવિયો, માગે કુંડળ લેશ. ૩

## ચોપાઇ.

બોલ્યું અબોલું કરશો તમો, કુંડળ પાછું આપીશું અમો;
વળી કહું બીજું દ્રષ્ટાંત, જો રાજાજી છો એકાંત;
જારે પસુને તૃસા થઇ, કાલાં ઢોર અવાડે જઇ.
કો પીએ કોઇ નવ પીએ, કોશીયો પીઆવા ભરી લે;
ધેનુ હાંકી ગોવાળીયો જાય, કોઇ બેસે કોઇ તરણું ખાય.
તેમાં ગોવાળનો શો વાંક, લે ચસઇ તે આડે આંક;
ગામ જમાડે રૂડી પેર, દીયે નોતરાં ઘેરે ઘેર.
હોય કોઇના અંગમાં દુખ, કોઇકને નવ લાગે ભૂખ;
તેમાં જમાડનારો શું કરે, ચતુર હોય તે મનમાં ધરે.
ઔતર વાવનારને આપીયું, ગણવત નકી કરી થાપીયું;
પડતર રાખે કે બમણું વાવ, પંક્યા પ્રમાણે મારૂં લાવ.
લીધા હાથી ઘોડા દામ, પવીત જોઇને આપ્યાં દામ;
ગળીયો થાય કે મરોતે મરે તેમાં વેચનારો શું કરે.

રાખ્યો ચાકર મન ઇચ્છા કરી, રહ્યો હાથ પોતાને કરી;
અસાડી મેલે દે કામ, માસ થયા પછી માગે દામ.
ગ્રહસ્થ તણે ઘેર આવ્યો પુત્ર, શોભાવ્યું આખું ઘરસુત્ર;
વધામણિએ જઇ ભોજન કર્યો, પામ્યો દામ ને ભોજન પચ્યો.
રાજક દેવક તેને થાય, પાછું લેવા કોય ન જાય;
વેવીશાળીયો વીવા કરે, વર રૂડો કન્યાને મળે.
કરે અલખાન કે ભુખે મરે, તેમાં વેવીશાળીયો શું કરે;
બાપ સમૂચી મુકી ઘણી, થયો પુત્ર સરવેનો ધણી;
રમ્યો જુગટું હાર્યો સર્વ, ઘરબાર સાથે તે ખોયું દ્રવ.
તેમાં શું કરે માને બાપ, ઊંધુ કર્મ કુવરનું આપ.
નાનો પુત્ર મુક્યો નીશાળ, ગુરૂએ ભણાવ્યો આણી વ્હાલ;
બત્રીસ લક્ષણો શીખ્યો ઘણો, સંગ થયો પછે ગુણકા તણો.
વીસરી વિદ્યા આડે આંક, ભણાવનારાનો શો વાંક.
એવાં કઉતક લાખ કરોડ, કહું તમ આગળ બેહુ કરજોડ;
હું જાણું સકામે ગયા, સર્વ અર્થ કે અમથા રહ્યા.
તે વાતનો હું નહી જમાન, હું બેઠો રહું મારે ઠામ;
ઊચાડીને જાવા દઉ, તેટલા માટે કુંડળ લઉ.
રાખું બારતો પાછા ફરો, બીજે દહાડે ચાહ્ય તે કરો;
મેંતો મારો ધર્મ મુંજીયો, કુંડળને મોલે ચુકીયો.
તે કુંડળ કેમ આપ્યું જાય, ઘેર જાઓ સમજીને રાય.
તમે ન કર્યું હોય કુડું [illegible], આગળ જાતાં રહેશે ધર્મ;

તરે સત્ય ને બુડે પાપ, તેના વેદ પુરાણે છાપ.
ઉપન્યું રાજાને મન વહાલ, કુંડળ ઉપર આપી સાલ:
સમાશ કહ્યું તે રૂડી પેર, મહીપતી આવ્યો પોતે ઘેર.
સમજ્યો પોતે પુરૂષ પુરાણ, બીજા કોને ન કરયું જાણ;
રાજા પોપટ તીજી નાર, ચોથો એક જાણે પ્રતીહાર.
એ વાત એટલેથી રહી, હવે પ્રધાનની શી ગત થઇ;
કહે સાંભળો હું તે લહું, પ્રભુ પ્રતાપે આગળ કહું.

દોહરા.

આવ્યો પાંચ પખવાડીએ, વૈસાયન પરધાન;
લાવ્યો ઘોડા અતી ભલા, મહીપતી લીધાં માન. ૧
તોરી જોયા તનપરે, હરખ્યું સહુનું મન;
વજીર વાસ પધારીયે, હુકમ કર્યો રાજન. ૨
મ્હોલે આવ્યો મલપતો, પ્રતીહારે દીધાં માન;
કુંડળ જો નવ કોઢીનાં, દીઠાં તેને કાન. ૩
સાલ સવાલખની દીઠી, જો ઓઢી પ્રતીહાર;
દ્વેષ લાગ્યો દેખતાં, અંતર ઉઠી આગ. ૪

ચોપાઇ

પ્રતીહારપર કોપી રીશ, ભગર બાણ ચઢાવ્યું શીશ;
મેં સોંપ્યું હતું તુજને કાગ, કેમ સુનો મુંક્યો તેં ઠાગ.
કોણ આવ્યું ને કોણ જગ્યું, લોભે મન વશ ન રહ્યું;
સાચું બોલને કહે વાત, નહીતો મારી કરશું ઘાત.

પ્રતીહારનું એછે કામ, સુનો પળ ના મુંકે ઠામ;
અરે પાપી તું ક્યાં ફરે, એમ કહીને ક્રોધન્ન કરે.
કહે પ્રતિહાર સુણ વડા વજીર, આપ હૃદયમાં રાખો ધીર;
જુઠ સાથે દાવો તાહરો, નથી તલ માત્ર વાંક માહરો.
ગયા જેહ દીવશના ગાગ, સુનો નથી મુંક્યો મેં ઠાગ;
રાંક માણસ નહી જાણે કોય, આપ શે ન વીચારી જોય.
જે પ્રત નત ચાલે તમો, તેને કેમ વારી શકું અમો;
એમ જે લખ્યું હોય તે થાય, મુકું દામ તો મારો જાય;
તસ્કર હોયતો પ્રગટ કેમ કરે, ઘરમાં જઇને ખુણે ધરે;
હાંડામાં તે કેમ સમાઉ, તમ આગળ ચુગલી કેમ ખાઉ.
ચુગલ રૂપી કુંડળને સાલ, સમજજો મનમાં જોઇ માલ;
મેં જાણ્યું હું પામીશ વહાલ, વધામણીમાં પામ્યો ગાળ.
પ્રતીહારનાં વચન સાંભળી, પ્રધાન રહ્યો મનમાંહી બળી.

દોહરા.

રાખી શીશ રૂદીયા વીશે, આવ્યો મંદીરમાંહ;
પોપટ પદમતી બે જણાં, વાટ જુવેછે જ્યાંય. ૧
વેમોચન ત્યાં નીરખીયો, કૃતાંત સારખો કાળ;
શીસે ભગર ચઢાવીયું, ગતી રાતો વીકરાળ. ૨
પોપટ પદમની સાગરૂપાં, જઇ નમાવ્યું શીશ;
એમ કુશળ છે આપણે, તજો રૂદયથી રીસ.
કહે પોપટ ભવને નથ્થુ, રખે કરો મન ભંગ;

તારા પુન્ય પ્રતાપથી, ઇશ્વર રાખ્યો ધર્મ. ૪
પ્રણામ કરીને પદમની, બોલી પતીની સાથ;
વીંટી રાજા નંદની, દીઠી જમણે હાથ, ૫
આગની રાળ અદકી હતી, તેમાં રેડ્યું ધૃત;
સળ અગ્ની ગંધક ભાળ્યાં, ભડકો ઉઠયો તરત. ૬
નવ ખાએ નવ જળ પીએ, નહી નીંદ્રાનો લાગ;
એકે વાત ન ઉકલે; પડ્યો હૃદયમાં ડાઘ. ૭
કાળ્યો તેહ નાડી કાએ, દીઠી જે સાક્ષાત;
જેમ અક્ષર છઠ્ઠી તણાં જેમ ખીખાની ભાત. ૮

### ચોપાઇ.

કહેછે સુક નાંમીને સીસ, તજો રાય હૃદયેથી રીસ;
સમજો મનમાં આણી પેર, નથી ખાંપણ લાગી તુજ ઘેર.
તે વાતે પ્રતીક્ષા કરૂ, દવામાં રાતવાસા ધરૂં;
અથ ઇતી તે જેવી થાઇ, વીસતારી માંડીને કહી.
ઇશ્વરે રાખ્યુંછે આપ, જુઠું બોલે બેસે પાપ;
જાર થઇ આવ્યો જનકજ થયો, પસલી આપી મંદીર ગયો.
કહી બેન મુખ આણી વહાલ, આપી વીંટી આપી સાલ;
તે વાતનો સુરજ શાખીયો, સતીનો ધર્મ રામે રાખીયો.
સાચી વાત કહું તમ સાથ, કહોનો અગની ઝાલું હાથ;
પદમની પાપડે કહ્યા બહુ ભેદ, તેણેતો નવ મુંકયો ખેદ.
જમ જમ બે જણ વાતો કરે, તેમ તેમ રાય ધણેરા ધરે;

એને મારૂં કે હું મરૂં, મારે દુખ હૃદયમાં ધરયું.
એને મારતાં કોપે રાય, પ્રધાનપણું તો મારૂં જાય;
હલવે હલવે વેર લઈસું, રાજાને ઘણું દુખ દેઈસું.
એવો મનમાં રાખ્યો ક્રોધ, ગાને નહી કોઇનો પ્રતીબોધ;
મુરખ પોપટ ગુણહીન ગુઢ, શું મુખે બોલેછે મુઢ.
કાને સાંભલ તારી વાત, આપી કુંડળ આવ્યો રાત;
કામ અંધછે જેનું ચેન, હ્રદે પડી ન મુકે બેન.
ભાઈ બાપની વાતો ઘણી, તેતો મુજને કહેવા તણી;
મુરખ રાણીએ જીતો રાય, તેના મુજ આગળ ગુણ ગાય.
સ્ત્રી ચરીત્ર વખાણ્યું તમો, તે ડહાપણ કેમ માનું અમો;
હું સ્ત્રી ચરીત્ર ભણ્યોછુ ઘણું, જાણું ચેન ચતુરાઈ તણું.
દાહી થઈ ફુડી નવ થાય, સુખી થઇને બોલે કાય;
સમ પ્રતીજ્ઞા ઝાઝિ કરે, દેહ પડે અગ્નીમાં ધરે;
વળી દુખણી થઇને રોય, આપળા જીવ પોતાનો ખોય.
કોટી લાખ કરે ઉપાય, તેહ આપ જુઠી નવ થાય;
ભામની નેહ માને ભરતાર, ગુણ વજીરનો પણ ગુમાર

દોહુરા.

પ્રતીજ્ઞા માનું નહી, જે જે બોલે વાત
જેમ અક્ષર છડી તણા, જેમ ખીઆની ભાત. ૧
અનેક ઉપાય તમે કરો, જેમ પથર પર નીર;
સંદેહ ટળે ન માહરો, દઢ કરી રાખુ ધીર ૨

એ પાણી મગ નહી ચડે, સો મણ બાળે કાષ્ટ;
ઇશ્વર આણુ માનું નહી, સ્ત્રી ચરીત્રનો ઠાઠ. ૩
પડી બાત પીટે નહી, પડી હાડે જેમ ગાંઠ;
છોડી પણ છુટે નહી, પડી રૂદયમાં આંટ. ૪

## ચોપાઇ

સ્ત્રીના સમ વસણીની પ્રીત, કુતર્ના સચુ ભગની રીત;
અપર હેત ગુણકાની પ્રીત, દુખમાં દુખ તે વાધે નીત.
મંદ પાન ડાહ્યો કાગ પવીત્ર, વસીપરે અમૃત રાજા મીત્ર;
સ્વદેહ ઓગન પાગમ પુત્ર, ઇછે સ્વર્ગ ઉપાસે ભુત.
સોની સાદ્ય ભીક્ષુક શો ભોગ, નાગર નેહ જતીનો જોગ;
જારની જાત લંપટનો કોઝ, સ્ત્રીના સમ ફાગટના ઓજ.
મુત ગલણ નપુશક નુર, વેરી વીસવાસ કાગનો કુર;
વીપ્ર હીમત કણબી કુળ રૂપ, ગરાગ ભોજનો ભીક્ષક ભુપ.
નારસે ભી નારી નાતરાનું પુન્ય, જોગીનું ગાણું નાપીક મુન્ય;
કવી સાચો ભોળો જન ભાટ, વાલંદ વેશ્યાને વગ ઠાઠ.
ચુગલ સાચો ને ચોરનું ચીત, અસુર આચારી રજપુત શું પ્રીત;
એટલા વાના માને જેહ, મુરખ મહીપતી કહીએ તેહ.
શુક કહે એ શાચુ કહું, લક્ષણ જોતામાં મેં લહ્યું.
હું નહી કહું પક્ષીની જાત માગી સાચી માનો વાત;
અવીક રાજાનો શો વીસવાસ, કુંડગ લએ હર્ડાની સાથ.
સારવ સારખું નથી ત્યાં કોય, કહુ પટંતરો તેનું જોય;

એક શંખ નદીમાં પડ્યો બીજો વિષ્ણુંને કર ચઢ્યો
એક છીપ શંખ સમતુલ્ય, બીજમાં મોતી અતિ મુલ્ય;
એક પથર હેઠળ પુજાય, બીજો પાશીપટ સદત્રા થાય.
એક કવી પાખંડના ભણે, બીજો ગુણ હરીના ગણે;
એક ગણી કરોડે કામ, બીજો ગણી દોકડે દામ.
એક નારી હોય શંખણી, બીજી પદમની ને ચીત્રણી;
એક તન તે કુળ તારે, બીજો પુત્ર કુળ સોધારે.
એક વીપ્ર તે ખેતી કરે, બીજો ચાર વેદ આચરે;
એક કાષ્ટ તણા ગોખણાં, બીજા બાવન ચંદન તણા.
એક નીર સરોવર તીર, બીજુ ગંગા કેરૂં નીર;
એક બંધવ દુરબળ હવાલ, બીજો તે બેસે સુખપાલ.
એક સુત્ર સતાઈચે શોર, બીજું બેસે મોંઘું મેર;
એક તજ ઘાણીએ પીલાય, બીજો શીવ સામે પુજાય.
એક ડાબા કર કુડો કહેવાય, બીજે જમણે ભોજન થાય;
એક અગ્નિપર હોમ હોમાય, બીજો ઠામ જુઠાનો જાય.
એક ઘોડી તે હળને વહે, બીજો રાજ દરબારે રહે;
એકને વહાણ તણો વેપાર, બીજો સીર ઉપાડે ભાર.
એકતો નાગરવેલનું પાન, બીજું તો નર વગડે રાન;
એકતો અમૂલ ફુલ શિકાર, બીજું બાળઆળનો હાર.
એક નારી સામીસુ મળી, બીજી જાર બીજાને મળી;
એક ઘેર ઘેર ભીખ જોડશે, બીજો તે બેસે ઘોડશે.

એકને ગામ પોતાનું જાય, બીજો રાય પૃથ્વીપતી થાય;
એક તુંબી જોગી ભીક્ષા કરે, બીજો રાય દ્વારે ઉચરે.
એક લોઢુ શેર પઇશા તણું, બીજું અમુલખ સગશીર ઘણું;
એક વસ્તુ દોકડે ગજ, બીજું અમુલખ જુવે તે ધજ.
એક જન પરમારથ કરે, બીજો પ્રાણ લોકોના હરે;
એક સદાવ્રત આપે શીખ, બીજો ઘેર ઘેર માગે ભીખ.
એક હસ્તી ઉપર ચઢે, બીજો આણવાણે પગ રડવડે;
એક શાસ્ત્ર નાગ નીત્યે ભણે, બીજો કરના વેઢા ગણે.
એમ કહેતો કહું અનેક, જોજો મનમાં કરી વીવેક;
નામ એક પણ ગુણ છે ઘણા, એક રાય બીરંજક તણા.

### દોહરા.

કહે પ્રધાન તું શું કરે, એહ તલે નહી તેલ;
મારૂ મન માને નહી, મીથ્યા લવરી મેલ. ૧
પરહરી પોતે પદમની, પોતે ગઈ પીયેર;
અનેક દીવશ એમ વહી ગયા, કોઈ ન જાણે પેર. ૨
રાજાતો ભોળવાઇ ગયો, વજીર તણે મન વેર;
હ્રદયે વેરજ વાધિયું, રાએ રાખ્યું ઝેર. ૩
એક વરસ એમ વહી ગયું, થયું રાયને જાણ;
મુજ માંહે આ પરહરી, ચતુરા ચતુર સુજાણ. ૪
પરસાર ભાણું પ્રીછઓ, વઇલોચન પરધાન;
હેત દેખ કે અતી ઘણું, દે મન માન્યાં માન. ૫

તજીતા ગાન્યું નહી, તેડી નહી ઘેર નાર;
એક દીવશ નંદરાયજી, કીધો મન વીચાર. ૬
રાય પ્રધાન બે નીસરચા, રમવા સુખ શીકાર;
સેના સાથ કોઈ નહી, પ્રધાન રાજકુમાર. ૭
રમી શીકાર પાછા ફરચા, નેણાવતી ગોઝાર;
નેણકમળ વેહેવારીયો, આવ્યો તણે ઠાર. ૮
તે સાસરો પરધાનનો, આવી લાગ્યો પાય;
આદર ભાવ આદકો કરચો, બહુ વીધ દીધાં માન. ૯
ધન ગામ ધન ગાંદરૂ, ધન આજનો દીશ;
ધન રાય પ્રધાન પધારીયા, પ્રસન થયા મને ઈશ. ૧૦
ઢાલ્યો પાટ કનક તણો, વેરયાં પુષ્પ ચોપાસ;
કુમ કુમ છાંટા નાખીયા, રંગ મહોલ આવાસ. ૧૧
તરીયા તોરણ બાંધીયાં, મોતી પુરચા ચોક;
દુધે ઉંબર ધોવરાવીયા, આજવાળ્યા બહુ ગોખ. ૧૨
ચંદન કરી અરગજા, મરદન કરયું શરીર;
ફુલ તેલ તન સારિયાં, સુચી ગંગોદક નીર. ૧૩
ભાવતાં ભોજન કરાવીયાં, મેવા ને પકવાન;
મુખવાસ લવીંગ એલચી, બિડલે બાસઠ પાન. ૧૪
ભોજન કરીને ઉઠીયા, ઢાળી બાજી એકાંત;
આણ્યા પાસા સોગઠા, ભાગવા મનની ભ્રાંત. ૧૫
વેહેવારીયો કરે ચાકરી, દીપક લીને હાથ;

રાજા પ્રધાન ત્યાં બેહુછે, અન્ય નહી કો સાથ. ૧૬
વાત કાઢી રમવા તણી, વીપરીત વાત વીચાર;
ચાર વીના રમવું કશુ, બેનો શો વહેવાર. ૧૭
રાય પ્રધાન ભેરૂ થયા, જોવા સારખી વાત;
એક મેર એ પદમની, જોડે તેનો તાત. ૧૮
ચારે પાસે ચતુર છે, જોવા સારખી વાત;
લાગી ઝડ પાસા તણી, રાહુ ધરે ગન વાદ. ૧૯
પેહેલી વાત સસરો કહે, ભાગવા મનનો ભેદ;
હવે પોબાર પડે જેહના, કહું તે સત્ય એમ વેદ. ૨૦
ન પડે જુઠો જાણજો, ખેદ ન કરશો કોપ,
એમ કહીને ઢાળીયા, આન્યો અન્ય પાસાપ. ૨૧
વચમાં ઇશ્વર આણીયા, સત્ય સાખી કહેવાય;
ગંગોદક નિરમળ ભલું, સદા પવીત્રજ સાર. ૨૨
તેવું કુળ હોય માહરૂં, પડ પાસા પોબાર;

રાજા ઉવાચ.

હંસ ગયો સાગર તિરી, દીઠું અમૃત સાર;
પીધા વણ પાછો વળ્યો, પડ પાસા પોબાર. ૨૩

પદમણી ઉવાચ.

સીંહ મુંછ ભોરંગ મણિ, કૃપીન ધન સતિ નાર;
જીવ ગયે પરકર જશે, પડ પાસા પોબાર.

## ચોપાઇ.

પ્રથમ નાખ્યા સસરે તે ઠાર, ખરા પડ્યા તેના પોબાર;
વડેવારીઆની હાંરે ગડ્યા, તેના તરત પોબારજ પડ્યા.
નાખ્યા કાગની ત્રીજી વાર, બહુ વીધથી પરઠા પોબાર;
ચોથી વારે નાખ્યા પરધાન, ન પડ્યા પોબાર ઉતર્યું માન.
હુશી પડ્યા માંહોમાંહી સાથ, અરસપરસ તાળી દઈ હાથ;
તારે વજીર વાણિ બોલીયો, મન તણો પડદો ખોલીયો.
બીજી વારનાં ખોટા પડે, ગાહરે મન અચરતનો અડે;
એક વાર પાધરૂ આવે સોય, તે સાચું નવ માને કોય.
તારે સસરો બોલ્યો વાણ, સાંભળો સહુકો ચતુરસુજાણ;
સાચો ઈશ્વર પુરે સાખ, નાખો વાર હજારાં લાખ.
ઉન્હા તેલ તે તાઢાં કરે, દુખ પડે માણસને હરે;
એમ કહી હસીયા સાથમાં, લીધા પાસા સસરે હાથમાં.

### દોહરો.

#### શેઠ ઉવાચ.

આંબ કેરી ઉતરે, કેળાં કદલી સાર;
ખરાસ વાસ તજે નહી, પડે પાસા પોબાર. ૧

#### રાજા ઉવાચ.

પ્રસાદ જાણી દેવનો, ગયો પુજન તે ઠાર;
દર્શન પણ સ્પર્શજ નહી, પડ પાસા પોબાર. ૨

#### પ્રધાન ઉવાચ.

શ્યામા સેજે સંચરયો, સહ દેખીને નાર;
પેહેલા ક્રોપેસે નહી, પડ પાસા પોબાર. ૩

પદમની ઉવાચ.

તજી ન સહે તાંજણા, સુરા ન સહે ગાર;
કુવચન સતી સહે નહી, પડ પાસા પોબાર. ૪

ચોપાઇ.

સસરો રાજા ત્રીજી નાર, ત્રણ જણ તણા પડ્યા પોબાર;
ન પડ્યા પ્રધાનને ઝાંખો થયો, ક્ષણું એક રહીને બોલીયો.
ત્રીજી વાર પડે પોબાર, તો હું વાત માનું નીરધાર;

દોહરા.

શેઠ ઉવચ.

સીતા સમ નહી સુંદરી, દીધા ધરમ વીચાર;
સોને શ્યામ આડે નહી, પડ પાસા પોબાર ૧

રાજા ઉવાચ.

અમૃત પીરસ્યું થાળમાં, આપે કરવા આહાર;
દીઠું પણ ચાખ્યું નહી, પડ પાસા પોબાર. ૨

પદમની ઉવાચ.

ઇશ્વર બેલી સરવનો, નોધારા આધાર;
સત્ય રાખે સતીયા તણું, પડ પાસા પોબાર. ૩

પ્રધાન ઉવાચ.

મીની આગળ પય રહે, અગ્નિ કને ઘૃત સાર;

ભુખ્યા કને ભોજન રહે, પડ પાસા પોબાર. ૪

### ચોપાઈ

પાચા બાર હરખ્યા જણ ત્રણ, વજીર વાત શાંભળાવે કર્ણ;
વેદ વચન કહેવાએ ચાર, તો તે વાત માનું નીરધાર.
રાસરો હરખ્યો તતક્ષણ લીધ, નાખ્યા દાવ કરીને સીધ;
રાખું સત જે વેદજ તણું, ત્રણ તે મનમાં હરખ્યા ઘણું.

### દોહરા.

શેઠ ઉવાચ.

સતે બાંધી મેદની, સતે બાંધ્યો સંસાર;
સત્ય હોય જો આધ વસો, પડ પાસા પોબાર. ૧

રાજા ઉવાચ.

રતન અમુલખ શોભા ઘણી, લોભિ ગયો તે ઠાર;
દીઠું પણ લીધુ નહી, પડ પાસા પોબાર. ૨

પદમણી ઉવાચ.

સત મુકે જો સાંધવી; ધરા ન ઝીલે ભાર;
તે ગુણ હોય જો મુજમાં, પડ પાસા પોબાર. ૩

વજીર ઉવાચ.

અરૂણ કને આરશી રહે, ઈંદુ કને અંધકાર;
જાર કને જુવતી રહે, પડ પાસા પોબાર. ૪

### ચોપાઈ.

પડ્યા બાર જણ ત્રણ તણા, ન પડ્યા પ્રધાનના નાખ્યા ઘણા;

વજીર અપમાન થયો બહુ પેર, તેણે રાખ્યું હૃદયમાં ઝેર.
પંચમાં ભુંડો કહે સહુ, મનમાં ખેદ પામેછે બહુ;
પંચ પ્રમાણ કરે છે ખરે, બાકી સરવે જુઠું તાહરે.
પંચ કહે તે જે નવ કરે, તે સુકૃત પોતાનું હરે;
એક વાર સહુ નાખો આપ, ફરી ખોસો તેને શીર પાપ.
પંચ વારથી પાછો જાય, તે કઇ વાર કુડો કહેવાય;
એવાં વાયક સુણી કરણ, હરખ્યા પેલા ત્રણે જણ.

## દોહરા.

### શેઠ ઉવાચ.

અહલ્યા તારા દ્રુપદી, સીતા મંદોદરી નાર;
એવું કુળ હોત માહરે, પડ પાસા પોબાર. ૧

### રાજા ઉવાચ.

અમૃત પીને ઉપન્યો, શોભા તણો ના પાર;
તેને ચાકવા મન કરયું, પડ પાસા પોબાર. ૨

### પ્રધાન ઉવાચ.

અહી મુખ આશ્રિત નવ રહે, ચોર કને ભંડાર.
કામી આગળ કામની, પડ પાસા પોબાર. ૩

## ચોપાઈ.

પ્રધાન ખટ્ટ પયો બહુ પેર, તેણે રાખ્યું રૂદીએ ઝેર;
કરી વાત સત રૂદે સહી, નારી વેર સહુએ નહી.
રાજાને મુખે નવ કહેવાય, પટંતરે પારખી જાય;

હસતે રમતે વીતી રાત, પો ફાટયા ને થયો પ્રભાત.
પ્રધાનનું નવ માન્યું ચીત, અશ્વ ચઢી ચાલ્યા બે મીત્ર;
વીનતાને કીધો વાયદો, કાયાગાં રાખ્યો કાયદો.
એમ કહી ચાલ્યો પરધાન, રાતી વચન નવ સુણ્યું કાન;
નગ્રીર રાય બે વનમાં જાય, નથી બીજો કોઇ સાથે સાહ.
સુંદર વાવ ને સીતળ નીર, ઝાડ ચંપાનું તેને તીર;
જઇ ઉતરયા તેની છાંય, તૃષા જળ પીવા પેઠા માંય.
પીધું નીર ને સાતા થઇ, લખ્યો દોહરો ભીંતે જઇ;

દોહરો.

હંસ વાઘ સહુ જીવને, મંશા હારિ કહેવાય.
દ્રઢ વિસવાસ ધરે સહુ, આપ બચા નવ થાય. ૧
એમ લખી પાછો વળ્યો, આવ્યો જળથી બાહાર;
પછે પ્રધાન પીવા ગયો, દીઠો ભીંત મોઝાર. ૨
અક્ષર એક બીજો ઘણું, પોતે લખિયો એક;
આપે ડહાપણ શું કરે, પરનો દાટે વંક. ૩
પ્રતી ઉત્તર પાને લખ્યો, સુણો તેહના પેર;
સાચો શાને પરવરે, કપટ કરી મુજ ઘેર. ૪
ભુખ્યાને મન ભાવશે, મનાયની શી આશ;
જારને મન શી દીકરી, પરણે બેનની સાથ. ૫
બીજી વાર જળમાં ગયા, રીઝયો નવ રાજન;
અક્ષર વાંચી પ્રધાનના, પાને લખિયો લેખ. ૬

ખોટા આણે ખરખરો, દુખ ના ધરતો રેખ. ૭

ગજેંદ્ર વશ અંકુશ તણે, નારી છે વશ સરંગ;

અરૂણ વશ ગરજાદછે, રાજા વશછે ધરમ. ૮

ચોપાઇ.

એમ લખી આવ્યો રાજન, પછી પેઠો જળ પીવા પ્રધાન;

તે વાંચી ઉતર આ લખ્યો, ક્રોધ અતીસે ગનમાં રખ્યો.

દોહરો.

તરશો જાય તળાવમાં. દેખી અમૃત તોય;

પીધા વણ છીપે નહી, પાછો નવળે કોય. ૧

ચોપાઇ.

એમ લખીને આવ્યો બહાર, પછે રાય ગયો તે ઠાર;

વાંચ્યા અક્ષર એતો ચીત્ત, કોપ કરીને લખ્યું કવીત.

દોહરો.

ખડાં મોતી ન હોઈયે, પ્રમાણ કરીએ પેર;

કબુલ ને ખોટી કરે, ગરજે જાએ ઘેર. ૧

ચોપાઇ.

એવું કહી બહાર આવિયો, ખાર રૂદયમાં અધીક લાવીયો;

વળી રાય લખ્યો એક મરમ, રાખવાં શ્યામા કેરી શરમ.

દોહરો.

નીચી દ્રષ્ટ નવ કરે, જો ગોટે કહેવાય;

સો લાંઘણ જો સીંહ કરે, તોએ તૃણ નવ ખાય. ૧

## ચોપાઇ.

વળી પ્રધાને તે વાચીયું, અદકું વેર દીલમાં સાંચિયું;
વળી લખ્યું દીઠ આગુળ દુખ, જે મુજને ઉપજાવો સુખ.

## દોહરા.

હેત શું વિખ ના પીજીયે કોઇ અમૃત ન ખાય;
પેટે પાળિ ન મારીયે, વાડ વેલો નવ ખાય. ૧
તે વાંચી રાજા લખે, છેલો અક્ષર અંક;
આપે ડહાપણ શું કરો, પરનો કાઢો વંક. ૨
મુરખ તો માને નહી, માને ચતુર સુજાણ;
સત ગયે સરવે ગયું, બોલે વેદ પુરાણ. ૩
સત્ય આધારે મેદની, સત્યે દિવાકર સુર્ય;
તે સત્ય જેણે મુકીયું, તેને હત્યા પુર. ૪
રાખ્યા પ્રીત પટંતરે, તે વારૂ વહેવાર;
તેનો પડદો ભાગીયો, રમીયા તેણી ઠાર. ૫
તેહ વળીરે વાંચીયું, લખીયો છેલો ભેદ;
અજા ખાપડું શું કરે, શીંહ શું રાખે એદ. ૬
સતી શીલ ડહાપણ ગયું, ગયું ગગતા ને નામ;
સત્યે પાણી વહેતુ ગયું, જ્યારે પ્રગટ્યો કામ. ૭
નાત જાતનો ભય નહી, ગોત્ર નહી ગુણ ત્યાગ;
રાજ પ્રજાનો ભય નહી, જ્યારે પ્રગટ્યો કામ. ૮
અળખામણી અલકાપુરી, અળખામણા શીવ શ્યામ;

અળખામણો નિત આતમા, જ્યારે પ્રગટ્યો કામ. ૯
સુખ નહી સુતાં સેજડી, સુખ નહી આંઠે જામ;
જળ ભોજન નીંદ્રા નહી, જ્યારે પ્રગટ્યો કામ. ૧૦
ગમે નહી ઘર મેડીઓ, ગમે નહી સુર બાગ;
ગમે ન વાત વિદ્યા તણી, જ્યારે પ્રગટ્યો કામ. ૧૧

## ચોપાઈ

એહવાં લખ્યાં પ્રધાને વૃત, તે રાજાએ વાંચ્યું તરત;
કોઇ કોઇને મુખ નવ કહે, લખી પટંતરે છાનો રહે.
રાજા કહે લખું એક વાર, જો મુરખ મુંકે અહંકાર;

## દોહરા.

નિત્ય કમળ જળમાં રહે, નીમીશ ન ભેદે નીર;
કામ ન ભેદે તેહને, જેનું શુધ્ધ શરીર. ૧
લોભને ઓગટ આડે નહી, સોને આડે ન ત્યાગ;
ગુણને અવગુણ નવ આડે; આડે ન જ્ઞાનીને કામ. ૨
સ્ત્રીને આગળ નર આડે, દુષ્ટ રેદે નહી રાગ;
લોભને લાજ આડે નહી, આડે ન જ્ઞાનીને કામ. ૩
બ્રહ્મને કરમ આડે નહી, સંતોષીને દુખ;
જોગને ભોગ આડે નહી, રોગીને નહી સુખ. ૪
તરૂણને તિમિર આડે નહી, સીંહને આડે નહી શાપ;
સોને શ્યામ આડે નહી, પરીબ્રહ્મને નહી પાપ. ૫
વેદને ભેદ આડે નહી, ખલને આડે ન સત્ય;

કામને જુઠ ગણે નહી, જો પ્રભુ રાખે પત્ય. ૬
આગના બાળે સરવને, બાળ્યો જીવ ન જાય;
કામ બિત્તે એમ સરવને, જ્ઞાની નર જીતાય. ૭
પ્રિય પાખંડ અજાણને, હરીજનને વહાલા રામ;
સત્યને વહાલું ધરમ છે, કામની વહાલો કામ ૮

## ચોપાઇ

રાજા લખી આવ્યો બારણે, પતીત પરધાન તણે કારણે;
ત્યારે પ્રધાને લખ્યો એક બોલ, ઉતારવા રાજાનો તોલ.

## દોહરા.

ઉનીના હરા ન જીતીયો, જીત્યો નહી શ્રીરામ;
બ્રહ્માદીક જીત્યો નહી, એક અજીત છે કામ. ૧
જીત્યો નહી મહા મુનિવરે, નવ જીત્યો રવી ચંદ્ર;
જીત્યો ન વ્યાસ વીચક્ષણે, જીત્યો નહી એક ઇંદ્ર. ૨
જીત્યો ન પાંચે પાંડવે, જીત્યો ન રાવણ રાય;
જીત્યો નહી જોરાવરે, કામ અજીત કહેવાય. ૩
જીત્યો નહી કોઇ દેવતા, જીત્યો નહી કોઇ લોક;
જીત્યો કોઇ કહે કામને, તે કહેવું ફોક. ૪
ભણવું ગણવું ચાતુરી, સઘળી વાતો છે સોહેલ;
કામ દહન મન વશ કરણ, ગગન ચઢન મુશકેલ. ૫
કહે જીત્યો કામને, માને તેના પાપ;
સહુને હૃદય ભેદી રહ્યો, કામ અજીત કહેવાય. ૬

ડાહ્યા થઈને બોલશે, રાખિ પોતાને બારે;
તેને લેજો ઓળખી, મુરખનો શરદાર. ૭

પંચ કરણ પ્રસે અંગની, થયો ચીત ભંગ નેન;
ઊઠી બેઠું થવાય નહી, કામ ન મેલે ચેન. ૮

કાં નારી કાં નર પશુ, વધ જોબન કાં બાળ;
કાં મુરખ કાં પંડીતે, કામાધિન સો વાર. ૯

મન રહે ગરજાદથી, અનગરથ કે આપ;
એકાંત આરાધન રહે, વેદ પુરાણે છાપ. ૧૦

મંદોદરિ શાં દ્રુપદી, અહલ્યા સિતા શચીર;
રાખ્યું આપ તે ઇશ્વરે, પણ વશ કામ બડ વીરે. ૧૨

શુધ્ધ ગનોને શાધવી, સપ્ત યજ્ઞ કરનાર;
કામ અર્થ જોયા વીપ્રને, પુછી લેજો પાર. ૧૩

પારાસર પંડીત ઘણો, નવ ખંડે છે નામ;
માગી ગઇ ગંધા કામની, તે શું વરતે કામ. ૧૪

ઇંદ્ર સરીખો અધીપતી, ઇંદ્રાસન સુખ ભાગ;
ગમિ ગૌતમની ગોરડી, તે કરતા તુજ કામ. ૧૫

ચતુર ચંદ્ર સરીખડો, જેની રોહણિ ભાગ;
બ્રહસ્પતિની સ્ત્રી ભોગવી, તે કરતા તુજ કામ. ૧૬

કેહેતા પાર ન પામીએ, શીદ પ્રકાસે પાપ;
સહુકોને મન સિખછે, જાણે આપો આપ ૧૭

હવે અક્ષર રજે લખો, ડાહ્યા થઈને આપ;

મનશા શીખ માનું અમો, બ્રહ્મહત્યાદીક પાપ ૧૮

### ચોપાઈ.

બેઠા બેહુ જણ સ્થાનક કરી, હેત પ્રીતસું વાતો કરી;
વીસારી મુંકી તે વાત, સનેહ વધાયો મન સાક્ષાત.
ઊષ્નકાળ અતિ અગની ઝાળ, ખરા થયા ગરમાનના કાળ;
પ્રધાન ખોળે મુક્યું શીશ, સુતો રાજા તેણે દીશ.
ભર નીંદ્રા પોહોચ્યો જાહરે, વજીર વીચાર કરે તાહરે;
જેના હઈડામાં છે ડાગ, આવો ક્યાં પામીશું લાગ.
આરથી દોષ મનમાં કેમ ગણે, જોગી ભોગીને કેમ ખણે;
અરૂપરૂ ચોપાસે જોય, મનુષ્ય જણ્યુંજા નળે નહી કોય.
કાઢી પાળી રાખી તળે, વાહી પાળી રાજાને ગળે;
થયો નર અધરમી અજાણ, માર્યો રાજા ચતુરસુજાણ.
ન ગણી હત્યા પોતે મન, મુંક્યો અશ્વ છોડીને વન;
ધાહ્યો ઊંડો ભોમી ખણી, પાપ સંખ્યા મનમાં નવ ગણી
ચંપે બેઠો હતો માળી ચઢી, દીઠું આચરત નજરે આડી;
મન માંહી થર થર ધ્રુજીયો, રાયની વાત તાંહી બુઝીયો.
નાશા સમે તજ્યો તે ઠામ, આવ્યો વજીર પોતાને ગામ;
પ્રથમ ઘેર રાજાને ગયો, પુછી વાત ને સાચો થયો.
સુતા કે બેઠા છે રાય, ગયા વાડી કે છે ઘરમાંય;
ગયા એકઠા જુજવા વળ્યા, પંચ દીવશ થયાં નાવી મળ્યા.
મળ્યા અઢાર વરણના લોક, સહુકોને મન પ્રગટ્યો શોક;

આવ્યો અશ્વ રાણીની રડવડ્યો, વીસવાસ પ્રજા સહુકોને પડ્યો
રાણી પુત્રે દુખ બહુ ધર્યું, કરવું જેહ ઘટે તે કરયું;
ચીતમાં ચીંતા વાધી ઘણી, આશા મુંકી રાજા તણી.
વાટ જોતાં થયો એક માસ, મનસા સીંચવા મુંકી આશ;
કઇક શોક કરયા મન તાજ, પછે પુત્ર બેસાડ્યો રાજ.
મોટો વજીર ને નાનો રાય, કારભાર એમ ચાલ્યો જાય;
માળી આવ્યો પોતાને ઘેર, નીરખી પાપ તણી તે પેર.
સમજી રહ્યા રૂદીયાની સાથ, વાત ન સોંપી પરને હાથ
મોટાની વાતો કેમ કરૂં, શાને વણ ખુટે હું મરૂં.
ચેત્યો પોપાટ પોતાને મન, એ પાપીએ માર્યા રાજન;
શું કરૂં જો લુણુંગ ખાઉ, નહીતો હવડાં કહેવા જાઉ.
અનેક પાપ બીજાં છે ઘણાં, નહી કોઇ લુણ હરામી તણા;
એનું કરયું ભોગવશે એહ, એ વાતનો નહી સંદેહ.
એમ કરતાં સંવત્સર થયો; ત્યાર સુધી છાનો તે રહ્યો;
છાનો ન રહે થયો પ્રભાત, છાની ન રહે પડતી રાત.
છાનું ન રહે દેહમાં દુખ, છાની ન રહે લાગી ભુખ;
છાની ન રહે સ્ત્રીની પ્રીત, ઉત્તમ મધ્યમની એ રીત.
છાનું ન રહે અમલ જે પીએ, છાનું ન રહે દાન જ દીએ;
છાની ન રહે વસણીની જાત, છાની ન રહે ભીત્તરની વાત.
છાની ન રહે કીરતી કો તણી, છાની ન રહે વિદ્યા ભણી;
છાનો ન રહે જે દાતાર, છાનો ન રહે રાગ ગાનાર.

છાની ન રહે વાતો ઘણી, છાનો ન રહે કહેવાએ કવી;
છાનો ન રહે કસબી જેહ, રૂડો કે છે ભુંડો તેહ.
છાનો ન રહે ઉડયા મેહ, છાનો ન રહે દુખીયો દેહ;
નીની ઉદરમાં ન રહે ખીર, છાની ન રહે નપુશકની નાર.
પારો પડે તેમાં ન રહે ટુકડો, છાનો ન રહે જાત કુકડો.
છાનું ન રહે ક્રોધનું આપ, છાનું ન રહે હડકાયું પાપ;
ધર્મના વહાલો ઇશ્વર સહી, માટે માળીએ દીઠું સહી.

દોહરા.

ચંપા લઇને માળી તે, ગયો વજીરને ઘેર;
કાં તું અસુરો આવીયો, એવી કહી બહુ પેર. ૧
કરયો પ્રહાર મહા દંડનો, રૂદય કરીને રીસ;
આજ પછી તું ચુકસે, છેદીશ તારૂં શીશ. ૨

ચોપાઇ.

ઘેર આવ્યો માળી વીગતા તણો, આણ્યો ક્રોધ રૂદયમાં ઘણો;
પેલી વાત થઇ જેટલી, તરૂણી આગળ કહી તેટલી.
એ વજીર પાપી કહેવાય, માર્યો આપણો એણે રાય;
ચંપા ઉપરથી મેં લહ્યું, આજ મેં તે તુજ આગળ કહ્યું.
માળણ કહે રાણી પાસે જાઉં, તે વાત ની વધાઇ ખાઉં;
રાજાનું લેવડાવું વેહેર, કેમ સાંખીએ એવડુ ઝેર.
તારે માળીએ ધરીયા હાથ, મેં શીદ કરી સ્ત્રીને તે વાત;
રંક વરણ ના જીરવે ધન, ના જીરવે લાંઘણ કરી અંન.

કાયરનું મન ન રહે ધીર, ખિલિ પેટમાં ન રહે ખીર;
વીનતા પેટમાં ન રહે વાત, રૂડી કે ભુંડી સાક્ષાત.
ગાળીની વારી ના રહી, ચેતાવા રાણીને ગઈ;
કહ્યાં શાહુ પેલાં દ્રષ્ટાંત, ભાગી મનડા કેરી ભ્રાંત.
ચંપા હેઠળ માર્યા રાય, હજુ અસ્થિ પડ્યાંછે ગાંય;
તે માન્યું રાણિએ સાચું સુત્ર, પાસે તેડાવ્યો નિજ પુત્ર.
સરવ વાત સમજાવી કહી, નીશા કુંવરને પુરી થઇ;
અંતઃકરણમાં વ્યાપી રીસ, લાગી ઝાળા તે નખ શીશ.
તેડ્યો વજીરને પાસે ત્યાં, કહેરે તાત માર્યાછે કાં;
રખે વજીર જુઠું ઓચરે, આવ્યો કાલ વણ ખુટે મરે.
નહી મુકું તુજને આ દીસ, નૃપ પાસે છેદાવું શીશ;
પ્રધાન ત્યાં નામુકર ગયો, કોટી ઊપાય નવ જુઠો થયો.
તેને સાથે તેડીને પળે, ગયો વૃક્ષ ચંપાને તળે;
ડાટ્યાંતાં તે કાઢ્યાં અસ્થ, નીકળી સાચી સઘળી વસ્ત.
નગર લોકે દીઠું તે દ્રસ્ટ, કોટી પ્રકારે પામ્યા કસ્ટ;
નાખ્યાં અસ્થિ ગંગાની તીર, ઘર આવ્યો નૃપ ધારી ધીર.
પ્રધાનને બાંધી આંણીઓ, પીતા તણો ખુંની જાણીઓ;
બોલ સાચું ઊભો રહે ઘાટ, મહીપતીને માર્યા શા માટ.
જુઠી વાત રખે તું કરે, એમ કાળ ખુટેછે મરે;
કહે વજીર સુણ રાજા પુત્ર, સાચુ કહું તમ આગળ સુત્ર.
મુજને હય લેવા મોકલ્યો, મધ્ય રાતે આવ્યો એકલો;

પ્રતીહારને કુંડલ દીધ, પ્રવેશ ઘર મારામાં કીધ.
જુવતી સાથે ભોજન જમ્યો, વીંટી આપી રંગે રમ્યો;
કાગ આંધળો થયો જે જાર, માટે આવ્યો મુજ મન પ્યાર.
નારી પોપટ બોલે રાય, મારે મુખ નામુકર જાય;
તેનો વરિ હેઠે પાડીઓ, તારો નાત મેં તો મારીઓ.
કામ વશ નારી એહવું કરી, પાપ બુદ્ધિ મેં હઈડે ધરી;
ગાયો મહીપતી મેં નીશંક, સાચો અક્ષર એછે અંક.
મોહો રાજા ને સ્ત્રી સંગ, એ વાતનો એટલોછે વંક;

### દોહરા.

કુંવર કહે વજીરને, એવો નહી મુજ બાપ;
પ્રતીત પમાડો મુજને, ખુન કરે હું માફ. ૧
જનર બુધ્ધિ થઈ જનકને, તે જો સાચો હોય;
તે સુખે ઘર પરવેશ, પૂછી ન શકે કોય. ૨
પોપટ આણ્યો પાંજરે, હતપા દીધી ચાર;
કોઈની પક્ષ રાખીશ માં, કેહેજે સત્ય વહેવાર. ૩
શુક કહે મેં કહ્યું હતું, માન્યું નહી પ્રધાન;
શુ કહીએ એ મુંઢને, જેને નહી મન સાન. ૪

### ચોપાઇ.

કહું સંક્ષેપે શુક કહે વાણ, જુઠું બોલું નો સંબરની આણ;
ઓપર રાજાએ મન ધર્યું, કાઢ્યો પ્રધાનને તે પણ પરૂં.
જાર બુદ્ધિ કે જોવા કાજ, તેંગ જાણે શ્રી મહારાજ;

પેસે ભવ તાણી કને, સેજશ ગાહરૂ વેર. ૩

## ચોપાઈ.

કહે કુંવર સાંભળરે તું, ખરા વીના મારૂ નહી હું;
તેડી આણી પદ્મીરની નાર, તેને હત્યા દીધી ચાર.
સાચું બોલ જે હોય વહેવાર, ઉગરશે તારો ભરથાર;
નહીતો એને મારૂ આ દીસ, તે હત્યા બેસે તુજ શીશ.
તારે તે બોલીછે નાર, સહુ કોઇને કરી નિસકાર;
સતી જુઠું બોલે જ્યાહરે, બ્રહ્માંડ ભાગી પડે ત્યાહરે.
સતી નાર બોલે જો આળ, તો પૃથ્વી જાએ પાતાળ;
સતી સત્ય જો મુકે આજ, તો વીસવાસનું કુણ કાજ.

## દોહરા.

સતી સત જો ચુકશે, ધરા ઝિલે કયમ ભાર;
બ્રહ્માંડ બધો ભાગી પડે, જે છે સત્ય આધાર. ૧
સતનો સુરજ સાખીઓ, સત્યનો બેલી સહુ કોય;
સતી સત્ય ચુકે નહી, જો કુળ ઉપન્ન હોય. ૨
કહેતો અગ્નિ ઊપાડીએ, કહેતો શાંમુ ખીર;
ગજ સહુ કાઢે તાંતણે, એટલી સાખુ ધીર. ૩
જળને બાંધું ગાંઠડે, કેહ તે કરૂ ઉપાય;
કરી દેખાડું પારખું, જેણે પ્રતીત થાય. ૪

## ચોપાઇ.

કહે પ્રધાન જ્યાં માથે પડે, તે વણ પગમે મેરૂ ચડે;

રાધે ખીર અગનીમા જાય, તે સતી નહી સુધી કહેવાય.
કાચે તાતણે બાંધે ગજ, તે સતી પવીત્ર ઊપાગ્યો ધજ;
તે માટે જુઠીછે નાર, ગાહેતો વણ વાંકે માર.
એક વાતનાં પાહોચે થાય, પલક સહસ્ત્ર કરોરો લાખ;
અન્યોન્ય એક વાતો કરે, દુબધા ચીત સહુકાનુ ધરે.
કોઇ જુઠુ કોઇ સાચુ કહે, જેવું જેના મનમાં લહે;
કોઇ કહે નારી જુઠી એહ, કોઇ કહે સતીની દેહ.
કોઇ કહે સાચો પરધાન, કોઇ કહે જુઠો રાજાન;
સાચ જુઠની પરીક્ષા થાય, ત્યા ગયા કેવો નોગાય.
કોઇ કહે સતવાદી એ ભુપ, એવી વાતો થાય અનુપ;
હાલે જીભ જેમ પીપળ પાન, તે કામનીએ સાંભળ્યું કાન.
વિપરિત વાત લોકોની સુણી, ક્ષણમા ચાલી સલીતા ભણી:
કોતક જોવા મળીયાં લોક, સાથે લાખ બાઇ ચાલ્યા લોક.
નદિમાં જઇ નહાવણ કરયું, ઈશ્વરનું ત્યાં ધ્યાનજ ધરયું;
રેત તણો કીધો અંબાર, તે ઉપર જઇ બેઠી નાર.
અગની ધણી નહી કાંઇ પાસ, સકળ લોક કરેછે હાસ્ય;
સ્તુતી કરેછે સુરજ તણી, તું છે નોધારાંનો ધણી.
જુઠી લોક કરેછે આળ, ઊતારો માથેથી ગાળ;
જુઠી હોઉતો નિરમુખ મેલ, નહીતો સહુ સતીમાં ભેળ.
વીના અગની જો બાળે મને, તો પ્રતક્ષ દેવ જાણું તને;
સ્તુતી કરી ઘડીક જાહરે, સુરજ આવી આવ્યા ત્યાહરે.

પ્રત્યક્ષ દેવનું પ્રગટ્યું રૂપ, ભામનીએ દીઠો તે ભુપ;
સાક્ષાત્કાર જગતનો નાથ, આવી આડા દીધા હાથ.
તે તો અન્ય ન જાણે કોય, નારી એકલી દ્રષ્ટે જોય;
કહે પદમની સુણ પ્રધાન, મેલ તું મનથી અભિમાન.
જો અગની વીણ બાળું દેહ, તારે મનનો ભાગે સંદેહ;
એમ કહીને નારી નમી, તેહ વાત સહુકોને ગમી.
સત્યવાદી હશે પૂરણ સતી, વીના અગની તો બળશે રતી;
સાચું સાચું કહે સહુ લોક, વજીર તે ના દ્રષ્ટે જોય
એ વાત માની સહુ મન, ત્યારે બોલ્યો રાજાનો તન;
પ્રધાન માની સાંભળ વાત, તારે મુખે કહે સાક્ષાત.
વીના અગની જો બાળે દેહ, તું જુઓને સાચો એહ;
રખે હવે કોઈ સાથે વઢે, લોક દેખતાં સુળીએ ચઢે

દોહરા.

કહે વજીર સુણ રાયજી, સાચો મારો મરમ;
મુજને તું મારજે, ચુકે તારો ધરમ. 1
માનની માથા ઉપરે, બળશે અગની મેહ;
બળી એહ બની રહી, શું બાળશે હવે દેહ. 2
ઉદરમાં અગની ભર્યો, બાળે જળને અંન;
તેને એહ પ્રગટ કરે, તેથી બાળે તંન. 3
નસા જાળ નારી લહે, જાણે નોળી કરમ;
તેણે દેહ બાળી શકે, તેમાં શાનો ભરમ 4.

એક સુરાપણુ એહગાં, બીજો મનમાં ક્રોધ;
ત્રીજું કલંક ઉતારવા, દેછે બહુ પ્રતીબોધ.
જુઠો રાજા મેં હણ્યો, જુઠી બળશે નાર;
જુઠા તું મારીશ મને, એમાં શો વહેવાર. ૬

## ચોપાંઇ.

અબળા બળતી હતી જેટલે, કાને વચન સુણ્યું તેટલે;
કલંક મારે માથે રહ્યું, અરે દેવ આ તે શું થયું.
આગનીમાંથી ઉભી થઇ, કરજોડીને વાણી કહી;
સાંભળો સહુ નગરના લોક, સમે વજર તણો જેમ શોક.
શી વાત એ માને મુંઢ, પૂછો એ પાપીને પ્રોઢ;
કેલી માન કેગ સુળીએ ચઢે, એને માન કેગ અસ્વરત ચઢે
એની કેગ ઓળાએ દાઝ, તે પતીજ દેખાડું આજ;
સાચું તેમાં સઘળું જોર, જુઠું તે જો ચોતમાં ચોર.
સહુકોએ પુછ્યું પરધાન, ઉતાર્યું એ માનનીનું માન;
તું કહે તેહ કરે સઉ એહ, તું સાચી નાંખીને કેહ.
પછે વાત માનો નહી તમો, પંચાઇટાળી કરશું અમો;
સાચાનો પરમેશ્વર બેલી, જુઠાનો તે નહી સામેલ.

## દોહરા.

વૈશાચન કહે સઉ સુણો, સાચી હોય જો આપ;
જતી હું જાણું તેહને, જીવે રાયનો બાપ. ૧
સાચું હશે તો ઉઠશે, સજીવન જો થાય;

તો મન માને માહરૂં, એ સત્યવાદી રાય. ૨
ટાઢાં તેલ ઉના કરે, ઉના શીતળ હોય;
જળને સ્થાનક સ્થળ કરે, પાર ન પામે કોય. ૩
બ્રહ્માંડ બધો ભાગી પડે, આપે અકળ સ્વરૂપ;
પતીજ મને સાચી પડે, જો એ જીવે ભુપ. ૪
તાર વીના માનું નહી, સાચા અક્ષર આંક;
જો રાજા થાય જીવતો, તો હું જુઠો મુજ વાંક. ૫
પંચઈટાળી સઉ કરે, મને મારજો ઠાર;
એને વધાવજો મોતીએ, એતો છે વહેવાર. ૬
બાકી પતીજ દેખાડવી, નેતો આગંપણાગ;
કરે મુવાને જીવતો, એવો દીન દયાળ. ૭

## ચોપાઈ.

સાહુ સાંભળી છાના રહ્યા, પ્રતીઉતર જનગે નહી કહ્યા;
અચરત વાત અનેરી હોય, સૌ સામું જુએ સહુ કોય.
તાળી પાડી લોકજ હસ્યા, ગરમ બોલ વીનાતા મન વસ્યા;
નાગનીને મન ભેદ્યું કશ, પ્રત્યક્ષ દેવ દેખે છે દ્રષ્ટ.
માહારાજ મોટા મહીપતી, સ્તુતી કરવા માંડી સતી;
સુધ નવાં તેલ તપ્યો જ્યાહરે, શીતળ તેલ કરયું ત્યાહરે.
કાષ્ટ ભેદ સીતાએ ધરયું, શીખ દશરથ રાજાએ કરયું;
પંચાળીનાં પુરયાં ચીર, અનેક ભક્તની ભાગી ભીડ.
માહારાજ સંકટ આવી પડયું, કલંક પણ વાંકે શીર ચડયું.

એમ કહી જોડ્યા બે હાથ, ધરતી વેર દેજો મુજ માત,
દીધો તે માતાએ માગ, સ્રીએ જીવવા જોયો લાગ;
જો ધરતીમાં જાય જેટલે, કૌતક એક થયું તેટલે.
થયો કાટકો ગહ઼ ઘનઘોર, અંધકાર અધીક જુગ જોર;
પ્રલેકારમાં પ્રગટયું જેમ, તે વેળા નીપજ્યું તેમ
ધરતીએ જ્યાં દીધો માગ, સાક્ષાત તહાં આવ્યો સેશનાગ;
મહા જોગેશ્વર કેરે રૂપ, અમૃત હાથમાં અકળ સ્વરૂપ.
નારી ઉપર આણી નેહ, મનુશાકારે દેવાંશી દેહ;
પ્રેમદાએ જોડ્યા બહુ પાણ, બોલ્યો જોગેશ્વર સત્ય વાણ.
ચંપા હેઠળ દાટયો જ્યાં, પડ્યો અસ્થિનો કકડો ત્યાં;
કહે જોગી સાંભળરે સતી, જીવનો થશે નગરનો પતી.
આ અમૃત છાંટજે રાય, શા માટે પાતાળે જાય;
હું તો આવ્યો તુજ સાહ્ય, તારી વાત કો આગળ નવ કહ્ય.
તારા દુખનો જાણ્યો મરમ, ઇશ્વર તારો રાખશે ધરમ;
ચંપા ઝાડ તળેછે જ્યાં, પડ્યો અસ્થિનો કકડો ત્યાં
રૂદીયામાંહી રાખી ધીર, અસ્થી ઉપર સાંચજો નીર;
રાજા ઉઠી બેઠો થશે, તારે શીરથી કલંક જાશે.
એમ કહી અલોપજ હોય, તેતો અન્ય ન જાણે કોય;
પ્રકાશ રવી તણો ત્યાં થયો, રાજકુમારે બોલજ કહ્યો.
કારે બાઈ સતીછે તું, તેતો ઓળખો જાણું હું;
કુડાં આળ બોલે સહુ લોક, આળ પંપાળ બોલે તે ફોક.

તે સહુ માને તેવું કરો, નહીતો મહાર પાછાં ફરો;
તે નારી તો પાછી વળે, ગઈ ઝાડ ચંપાના તળે.
નીકળ્યો અસ્થીનો કડકો એક, જુવે લોક ત્યાં કરી વિવેક;
વિસ્વનાથનું દેરૂં જ્યાં, નાખ્યું અસ્થિ આપે જઈ ત્યાં.
તે ઉપર તવ ઢાંક્યું ચીર, શીંચ્યું અમૃત કેરૂં નીર;
ઘડીઆ ત્રણ થઈ જ્યાહરે, જીવન પુરૂશ થયો ત્યાહરે.
સત્યનો બેલી ઇશ્વર એહ, એ વાતનો નહી સંદેહ;
સાચો થાને પ્રગટજ હોય, પ્રત્યક્ષ તે જાણે સહુ કોય.
અંતરીક્ષ્યા ઉતર્યું ધરમ, જો સાચો હોય મન ગરમ;
અધ વસો સત્યનો છે પાર, તેણા બળો ચાલે સંસાર.
સત્ય આધારે રહે આકાશ, સત્ય તેજ પુરણ પરકાશ;
સત્યે જળમાં પૃથવી રહે, સત્ય નરે તે સાહુકા કહે.
સત્ય સાક્ષ બોલે સહુ દેવ, સાચું સત્ય તેમાં નહી ભેવ;
સત્ય ત્યાં ઇશ્વર કેરો વાસ, સત્ય સુર્ય ફરે આકાશ.
સત્યે કોટી બ્રહ્માંડજ જેહ, સત્ય આધારે વરસે મેહ;
સત્યનું બાંધ્યું પાકે અંન, સત્ય વસે જ્યાં નહી અભીમંન.
સત્યનું મુળ ગયું જ્યાહરે, પ્રલેકાર થશે ત્યાહરે;
સૃષ્ટી પહેલું સરજ્યું સત્ય, મોટા પુરૂષ વીચારો સત્ય,
સત્યે હોનારૂ તે હોય, સત્ય વીના બીજું નહી કોય;
આદી નીરંજન કરતા કામ, સત્ય પુરૂષ છે તેનું નામ.
આદી પુરૂષ છે જેનું કુળ, સતી સત્ય કેરૂં છે મુળ;

અસત્યથી ઇશ્વર છે દુર, સત્ય તે નારાયણનું નુર.
અસત્ય તહાં અદકેરૂં દુખ, સત્ય વાતમાં સઘળું સુખ;
જીત્યો જુગ જેનું સત્ય રહ્યું, સત્ય ગયું તો સરવશ ગયું.
સ્વર્ગે જવાની વાટજ જેહ, સત્ય નામે ઓળખજો તેહ;
બ્રહ્મ પદમાં મેટું મત્ય, તેનું તત્વ સાચું છે સત્ય.
સત્ય ઉપરે જેની હોડ, ઇશ્વર ત્યહાં રહે કરજોડ;
સત્ય સાથે જેને વહેવાર, તે જાણવો ઇશ્વર અવતાર.
સત્યની ઉપર નિરમળ નેહ, તે જાણવો ઇશ્વરની દેહ;
આગસ મરડી ઉઠ્યો રાય, પુષ્પ વૃષ્ટી તે સ્થાનક થાય.
શાબાશ શબ્દ સહુકોએ કહ્યો, જેજેકાર જગતમાં થયો;
પાપી પાપી પ્રધાનને કહે, એમ સઉ મુખથી ઉચરે.
નથી નંદરાજાને જ્ઞાન, શા માટે બાંધ્યો પ્રધાન;
શા માટે મારો રાંકને, કહો મુજને એના વાંકને;
સુર્વ વૃતાંત રાજાને કહ્યું, ત્યારે જ્ઞાન પોતાને થયું.
જોતામાં છે મારો વાંક, શું કરે એ બાપડો રાંક;
હવે એને મારો માં કોય, હોનાર વસ્તુ તે એમજ હોય.
છોડો વજીર શિરપાવજ દ્યો, જીવ થકી તે વહાલો કહો;
તે ઉપર નવ રાખી દાઝ, નંદ પુત્ર બેસાડ્યો રાજ.
બાલી બાત રાખી ભામની, કંથને તે સોંપી કામની;
જોડ્યા તેણે વજીરે હાથ, સ્તુતી કરી રાજાની સાથ.
હું છું અપરાધી તાહરો, હવે સંદેહ ભાગ્યો માહરો;

એની પુછે વધારી નાર, ગયા સહુ પોતાને ઠાર.
એમ નીકલંક નાર્યુ તેહ, સત્યવાદી નંદરાણની દેહ;

દોહરા.

પ્રીત કરે પરનારની, કેવળ જાએ પ્રાણ;
જે લે અંત પરનારિનો, તેનું નામ અજાણ ૧
ચતુર હોયતો ચેતજે, એક ઘડીનું સુખ;
પરનારીના ભોગથી, લક્ષ કોટીમાં દુખ. ૨
પરનારી પાળી થકી, ભુંડી જાણો એહ;
ક્ષણું ક્ષણું તન કાપસે, દેવે દમસે દેહ. ૩
આલોકે અતી દુખ થસે, પરલોકે પાસુ પીડ;
નારિ નરકના ખાણુ છે, કોટી લક્ષમા ક્રોડ. ૪
પરનારી પારખી નહી, તે જીત્યો સંસાર.
જરજરાને જોઅન ખુએ, વીતાએ વહેવાર; ૫

ચોપાઈ.

રાવણ દસ મુખ કીધાં તાજ, ખોયું લંકાગઢનું રાજ;
એથી ખાંપણ લાગ્યું ચંદ્ર, પયો સત્ય ભંગ આપે ઇંદ્ર.
એથી કૌરવ સોએ રમ્યા, એથી પંડવ વનમાં ભમ્યા;
એના અવગુણ કેટલા ભણું, એથી દુખ પામ્યા છે ઘણું.
એ સુખથીજ પચો એ હાલ, એ સંગથી આવે કાલ;
એને તો પગે લાગીએ, મુંકી માન મેહનત માગીએ.
તે આદી સકતી કહેવાય, અજીત એ જીતી નવ જાય;

શ્રી પાળ રતનાગર તણી, શ્રી ભગવંત અતીશે ઘણી
શ્રુષ્ટી મંડાણ તે શ્રીથી હોય, એમાં સંદેહ ગણે ન કોય;
ભોજ રાજા વિક્રમ ભડભૂપ, સકળ શ્રુષ્ટી રામાગ્ર રૂપ.
કરણીકરણ જુગદીશ્વર જોય, જનમ ન કરમ જે જુગતી ન હોય;
વ્યાસ વસીષ્ટ ગારકુડ મુન્ય, રૂપી મહર્ષિ કરતા પુન્ય.
અનામી અહંકારી જે સુર, નારીથી પ્રગટયા એ નુર;
નારી મોટી નરથી ઘણું, સરવ તેજ તે નારી તણું.
શ્રી આરાસુર અંબે તણી, સુપ્રીત કીજે અતીશે ઘણી;
તે આગળ રહીયે કરજોડ, તેથી નવલા પામીએ કોડ.
તેથી નરા જુગમાં પામીએ, વેદના દુખ સરવે વામીએ;
પરનારી કરે અકચુર, ડાહ્યા નર તે રહેજો દુર.
છેલો અક્ષર કહુંછું સહી, પરનારી સંગ કરશો નહી;

## દોહરા

નંદ રાય તણી કથા, કવિ ચાતુરી ભેદ;
શ્રોતા વકતા સાંભળો, કોઈ ન ધરશો ખેદ. ૧
મહિમા આ નંદરાયનો, સુણે શિખે મહાભાગ્ય;
વાંજીયા ભાગે તેહનો, આશા પુરણ પાય. ૨
જ્ઞાન હરદેમાં ઊપજે, કબુધિ ન વ્યાપે દેહ;
સત્ય ઊપર મનસા રહે, નારાયણ શું નેહ. ૩
સત્ય રાખ્યું સતી તણું, રાખ્યું જુગમાં નામ;
તેમ લાજ સહુ લોકની, રાખે તે શ્રીરામ. ૪

શ્રીગોડ માળવી વિપ્ર સુભ, શ્રી નગરમાં વાસ;
સુત વીરેશ્વરનો કહે, વારૂ બુદ્ધિ વીલાસ, ૫
સેવક શાહુ ક્રીપા તણો, શીવ પુજન પરતાપ;
શામળભટ સાચું કહે, ઇષ્ટ કૃપાથી આશ. ૬
આતર પ્રગણે ભણી સોહુંજ, સહી સકળ સુભ ગામ;
કણબી કારણ શામો વસે, રખીદાસ તે નામ. ૭
તેને કથા એ સાંભળી, શામળ ભટનાં ખાસ;
પુરાણ ગ્રંથ કર્યો સહી, નોતમ રશીક વીલાસ. ૮
કવી તેડ્યો કોડે કરી, સંતોષ્યા દેઇ માન;
વીપ્ર ભુષણ આપે ભલાં, ભાવે ઘરના દામ. ૯
નંદરાય તણી કથા, ઘણું કર્યાને ગાન;
સાંભળજ્યો એક ચીતથી, સર્વ ધર્યાને કાન. ૧૦
સંસકૃતથી પ્રાકૃત કરયું, ચતુર કવિ સેવગ તેહ;
ભક્તી કરે જે ભાવશું, ઇષ્ટ ઉપાસી ગોડ. ૧૧
શામળભટ સાચું કહે, નંદ તણું આખ્યાન;
ગાય શીખે કે સાંભળે, તેને ગંગા સ્નાન. ૧૨
નવાખ શ્રીગોડ માળવી, જનપુરમાં વાસ;
નંદરાય તણી કથા, કહે કવી શામળદાસ. ૧૩



## સુધારનારનો મત.

### દોહરો.

રચના દિવ્ય રાખ્યા અસલ, ભટ શબ્દ કિધ શુધ્ધ;
પાઠ ફેર જનમાં પડ્યો, વાંચો જોઈ વિબુધ

### કવિત

કાવ્ય અલંકારમાંનો સરસ છે શામળની,
વારતાઓ વિશે વળી વડી ચતુરાઈ છે,
કવિતાનો તાત તેનો નરસીંહ મેતો હતો,
સાચી ભકતા સત્યાલાપ પદે જેણે ગાઈ છે.
પ્રેમાનંદ ભટ તેનો પહેલો સંખ્યામાં હતો,
રસ શાસ્ત્ર શૃંગારમાં દયારામ ભાઈ છે,
કહે મન મોહન સાહેબ સુણો વાત સુજ્ઞો,
જીવન બારસે થયા ને પતાં ક્યાં નવાઈ છે.